એ પ્રમાણે ઉત્તરોઉત્તર ગાઢ થતો અમારો સબધ ગેરસમજના કાગા વાદળાથી જુદી ઢકાયો નથી અમે આજે પણ જે કાર્ય યથાશકિત અને સહકારથી કરી શકીએ છીએ તે કરવાનુ અમોએ ચાલુ રાખ્યુ છે મર પુરૂષોત્તમદાને એક વખત વાતચીતમા મને મુબઇ શહેરમ તેઓની પ્રતિષ્ઠા છે તેનુ એક કારણ સમજાવ્યુ હતુ ટુકમા તેઓએ કહ્યુ હતુ કે હુ કોઇ બેન્કનો કે ખાનગી આસામીનો કરજદાર નથી, પરતુ તેઓ મના ઘણા સારા કરજદાર છે આ ખમગનુ ખરૂ રહસ્ય એ છે કે દરેક માણસે કરજથી દૂર રહેવુ મર પુરૂષોત્તમદાસની આવતી ૧૦ મી જુને ૭૬ મી વર્ષગાઠ ઉજવે છે ને મર પુરૂષોત્તમદાસનો પરિચય ગ્રથ તેમને અર્પણ કરવામા આવે છે તે કાર્યમા દૂરથી પણ મારી પુરી સહાનુભૂતિ છે અને તેમને પરમાત્મા સો વર્ષ જીવતા રાખે

આ લખતા મને મર પુરૂષોત્તમદાસ અને મારી વચ્ચેની અથડામણનો એક પ્રસગ યાદ આવે છે ૧૯૧૬ ની સાલમા બગાળના બાકુરા જીલ્લામ ભિષણ દુષ્કાળ પડયો હતો ને તે વખતે મનુષ્ય અને જનાવરને રાહત આપવા માટે ઉભી થયેલી કમીટીમા મર પુરૂષોત્તમદાસ પ્રમુખ હતા અને એજ કાય માટે બહેનોની લેડી દોરાબ તાતાના પ્રમુખપણા નીચે બીજી કમીટી સહકાર્ય કરી રહી હતી. કોઇ ગેરસમજ અને ચસમપોશીના કારણે મર પુરૂષોત્તમદાસે બહેનોની કમીટીના સભ્યોનુ અપમાન કર્યું એમ તેમના પર ખુલ્લો આક્ષેપ મુકવામા આવ્યો અને તેમના પરના ઠપકાની દરખાસ્ત પસાર કરવા માટે એક જાહેર સભા બોલાવી હતી મે પૂર જુવાનીના

ઉત્સાહમાં સર પી. ટી. ઉપર બહેનોના આ અપમાન બદલ જોરદાર ભાષણ કરી નાખ્યું. ઠરાવ પર મત લેવામાં આવ્યો તે પહેલાં સર પુરૂષોતમદાસ પોતાની સામે થયેલા આક્ષેપોનો રદીયો આપવા ઉભા થયા અને તે આક્ષેપનો ઇન્કાર કરતાં કશું પણ બન્યું ન હતું, પણ માત્ર કાગનો વાઘ કરવામાં આવ્યો હતો એમ તેઓશ્રીએ ખુલાસો કર્યો અને તે વખતે નીચેના શબ્દો બોલી આંખમાં આંસુ સાથે જવાબ આપ્યો 'ભાઇઓ, જરા તો વિચાર કરો કે આવા સત્કાર્યમાં હું કોઇનું અને ખાસ કરીને બહેનોનું અપમાન કરૂં? તે કરતાં તો આ આક્ષેપથી હું જાહેર જીવનમાંથી નિવૃત્તિ લઇ લઉં, એ વધારે સારૂં છે.' એટલું બોલી તેમણે તેમનું ભાષણ પૂરૂં કર્યું અને પાછળથી અમને ખબર પડી કે સર પુરૂષોતમદાસ સામેનો આક્ષેપ પાયા વગરનો હતો અને તેમના જેવા સજ્જનનું અપમાન કરવામાં હું કોઇનો હથિયાર બન્યો. તે વાત આજે ૩૯ વર્ષ થયાં છતાં તે મને યાદ છે ને તેનો મને પશ્ચાતાપ થાય છે. સર પુરૂષોતમદાસની મેં ક્ષમા માગી નથી અને આ વાત કદી કરી પણ નથી, પણ જે સત્કાર્યમાં તેઓ મને યોજે અગર મારો સહકાર માગે તે કાર્યમાં મારા ખરા હૃદયથી મારે સહકાર આપવો જોઇએ અને એ રીતે સર પુરૂષોતમદાસની મુક માફી માગવી એને હું ફરજ સમજું છું.

—જમનાદાસ મહેતા

શ્રીમાન પુરૂષોત્તમદાસભાઈના નામ, કામ અને કીર્તિથી ભાગ્યેજ કોઈ અજાણ્યુ હશે. પરમાત્માએ તેમને બક્ષેલાં બળ. બુદ્ધિ, સંપતિ, આરોગ્યાદિ સાધનોનો તેમણે જનસેવાના અનેક ક્ષેત્રોમાં ઉપયોગ કરી જે કૃતાર્થતા પ્રાપ્ત કરી છે તે માટે તેઓશ્રી અંતઃકરણપૂર્વક અભિનંદનને પાત્ર છે.

જેમ મુક્તાફળના રાશિમાંથી કયું મુક્તાફળ લેવું તે વિચારવા યોગ્ય થઈ પડે છે તેમ તેઓની અજોડ અને અનેકવિધ સેવાઓમાંથી કઈનો ઉલ્લેખ કરવો તે વિચારવા જેવું થઈ પડે છે, તેથી માત્ર એકદેશીય અંગુલિ નિર્દેશ કરી સંતોષ માનવો ઉચિત છે.

તેઓ વ્યાપારી આલમના તાજ વગરના રાજા હોવા છતાં, રાજદ્વારી અને સામાજીક ક્ષેત્રોમાં તેઓએ અજોડ અને અવિરત સેવાઓ કરી છે. તેવી સેવાઓ કરવામાં તેઓએ જે પ્રલોભનો અને લાભોનો એક મુક્ત-પુરૂષ માફક ત્યાગ કર્યો છે તેવો ત્યાગ ભાગ્યે બીજા કોઈએ આ દેશમા કર્યો હશે; તેમ છતા તે ત્યાગની કથાના નગારાં વાગ્યાં અથવા વગડાવેલા નથી એટલું જ, નહિ પરંતુ તે પ્રસંગો સામાન્ય રીતે અપ્રકટ રહ્યા છે. આવો એક પ્રસંગ નોંધવો યોગ્ય છે. જ્યારે સરકારે રેલ્વેઓને પ્રજાકીય બનાવવા (nationalised કરવા) કમીશન નીમ્યું હતું ત્યારે તે કમીશનમાં બહુ પ્રબળ વિરોધ પક્ષનો પરાજય એકલે હાથે કરીને વિજય મેળવ્યો હતો તે વિજય, યુધ્ધમાં Field marshal ના વિજય કરતાં કોઈ રીતે ઉતરતો નથી.

શ્રી અને સરસ્વતી નિસર્ગ ભિન્ન હોવા છતાં એકજ પાત્રમાં કદી કદી હોય છે; પરંતુ તેની સાથે નિષ્કલંક ચારિત્ર્ય, દૃઢ ધર્મપ્રિયતા અને જનતા અને જનાર્દનની ત્યાગપૂર્વક સેવા પરામ્પાગતા જોવામાં આવે ત્યારે ખચિતે આદર્શ પુરૂષ બને છે. આવા આદર્શ મહાપુરૂષને સાદર વંદન કરી પરમાત્મા તેઓશ્રીને દીર્ઘાયુષ્ય, સંપૂર્ણ આરોગ્ય, સુખશાંતિ ઇ. બક્ષો એ પ્રાર્થના સાથે વિરમું છું.

—મોતીલાલ લ. પરેખ



સર પુરૂષોતમદાસ ઠાકોરદાસ માટે કંઇ લખવું એ જેટલું સહેલું છે; એટલું જ મુશ્કેલ છે. મુશ્કેલ એટલા માટે કે એમને માટે જોઇએ એટલું લખવાં છતાં એમના જીવનની અનેક પ્રવૃત્તિઓ અને તેમાંય એમણે કરેલી કામગીરીનો પુરો ખ્યાલ તો મારાથી નજ આપી શકાય. સહેલું એટલા માટે કે મારો અને એમનો પરિચય બહુ જ જુનો છે. એઓશ્રી મારાથી ઉમરમાં અગીઆરથી વધુ વર્ષ મોટા છે, પણ મને યાદ છે કે એમના પિત્રાઇ ભાઇ સ્વ. રણછોડદાસ વૃજભૂખણદાસ આત્મારામ અને હું એલ્ફિન્સ્ટન મીડલ સ્કુલમાં સાથે ભણતા ત્યારથી એટલે લગભગ ૧૮૯૯ કે ૧૯૦૦ માં મારો પુરૂષોતમદાસ સાથે પ્રથમ પરિચય થયો હતો. પુરૂષોતમદાસ જો કે સ્વ. શેઠ વૃજભૂખણદાસના ભત્રીજા થાય; છતાંય એમને સ્વ. શેઠ પોતાના પુત્રથી પણ અધિક ગણતા અને પુરૂષોતમદાસનો જીવ પણ સૌથી નાના પિત્રાઇ ભાઇ ઉપર

બહુજ. એટલે જ એમના શિક્ષણ વર્ગમાં જ માત્ર નહિ, એમના મિત્રોમાં તેઓ બહુ જ રસ લેતા અને મારી ઉપર હું નાનો હતો ત્યારથી બહુજ પ્રેમ રાખતા.

હું અને સ્વ. રણછોડદાસ ૧૯૦૭ સુધી સાથે ભણ્યા; એ પછી તેઓ સેંટ ઝેવિયર્સ કોલેજમાં અને હું એલ્ફીન્સ્ટન કોલેજમાં જોડાયો, છતાંયે પુરૂષોતમદાસનો મેળાપ તો હર-હંમેશ હિંદુ જીમખાનામાં થતો અને મારી ઉપર તેમજ મારા ભાઈઓ ઉપર તેઓ બહુજ વહાલ રાખતા.

સર પુરૂષોતમદાસ વ્યાપારીઓમાં બહુ કુશળ તરીકે પંકાયેલ છે. એમની આંટ, એમની ઇજ્જત અને એમની નિષ્ઠા એ ત્રણે વસ્તુઓ અનુકરણીય છે, પરંતુ સૌથી વિશેષ તો એ છે કે હિંદુસ્તાનના જાહેર જીવનમાં પડેલાઓમાં એમના જેવા ભાગ્યે જ બે ચાર મળશે કે જેનામાં એ શક્તિ જોવામાં આવે કે જે વિષય એ હાથમાં લે એ વિષયમાં ઓતપ્રોત થઇ એ વિષયની બધી હકીકતોની માહિતી મેળવે અને એ વિષયનો ખૂણે ખૂણો તપાસ્યા પછી જ કોઇનાથી પણ આહ્વાહ્ન ન થઇ શકે એવો પોતાનો અભિપ્રાય દર્શાવે.

સર પુરૂષોતમદાસ રાજકીય નેતા તો નજ કહેવાય; પરંતુ અર્થશાસ્ત્ર, ઉદ્યોગ અને વ્યાપારના વિષયમાં એમના જેવો નિષ્ણાત હિંદુસ્તાનમાં મળવો મુશ્કેલ છે. જો હું એમ કહું કે આજે હિંદુસ્તાનમાં કોઇપણ નાણાં પ્રધાન થવાને લાયક હોય તો સર પુરૂષોતમદાસની બરોબરી કરનાર વધારે લાયક પુરૂષ શોધવો મુશ્કેલ છે.

એમનું અર્થશાસ્ત્રનું જ્ઞાન સંપૂર્ણ છે; એટલુંજ નહિ પરંતુ માત્ર વેદિયા તરીકે નહિ પણ વહેવારમાં અર્થશાસ્ત્રના જ્ઞાનનો ઉપયોગ કેમ કરવો એ સર પુરૂષોતમદાસથી વધારે જાણનાર મેં મારા ૪૦ વર્ષના જાહેર જીવનમાં બીજો જોયો નથી. કારણ કે એમને એમની મર્યાદાઓનું પુરેપૂરૂં ભાન છે ને એમનામાં જરાય મિથ્યાભિમાન નથી; એટલું જ નહિ જેટલું પોતે પાર પાડી શકે એટલું જ કામ હાથમાં લે છે ને પછી પૂરા પ્રયત્નથી તે પાર પાડે છે.

સ્વાતંત્ર્ય મળ્યા પહેલાં ઘણી અગત્યની સમિતિઓ હિંદુસ્તાનની સરકારે નિમી હતી; એ ઘણીખરી સમિતિઓમાં સર પુરૂષોતમદાસ સભ્ય હતાં. લોર્ડ ઇંચકેપના વડપણ હેઠળ નિમાયેલી કાપકુપ સમિતિ, રેલવે માટેની એકવર્થ કમીટી અને ખાસ કરીને હિલ્ટન યંગના વડપણ હેઠળ નિમાયેલી રોયલ કમીશન ઓફ કરન્સી એન્ડ એક્ષચેન્જના તેઓ સભ્ય હતા; તેમાંથી છેલ્લી કમીટીમાં તો એમણે જે કામગીરી દેખાડી એ તો હિંદુસ્તાનના ઇતિહાસમાં અમરજ રહી જશે.

એમની લાક્ષણીક કુશળતા અને આહોશીથી એમણે આખો સંબંધક ઇતિહાસનો અને હુંડિયામણનો ઝીણવટથી અભ્યાસ કર્યો અને પોતાની 'મીનીટ ઓફ ડીસેન્ટ'માં એમણે હિંદ સરકારની હુંડિયામણની રાજ્યનીતિને ઉઘાડી પાડી. એ રાજ્યનીતિ હિંદુસ્તાનના લાભાર્થે નહોતી પરંતુ યુનાઇટેડ કીંગ્ડમના માટે હતી એ લાજવાબ રીતે પૂરવાર કરી આપ્યું. માત્ર આ એક જ કામગીરી માટે એમનું નામ હંમેશા

ચીરસ્મરણીય રહેશે અને હિંદુસ્તાનની પ્રજાએ એમનું ઋણ કબુલ કરવું પડશે.

એ જ પ્રમાણે ઉપરની બે અને બીજી અનેક કમીટીઓમાં સભ્ય હતા, તેમાં મહાનમાં મહાન દેશભક્તને છાજે એ અદાથી; એટલી દેશભક્તિથી અને વિશેષમાં એમણે મેળવેલા પૂરેપૂરા જ્ઞાનથી એમણે પોતાની ફરજ અદા કરી.

મને યાદ છે કે હું જ્યારે ૧૯૨૩ માં ઇંગ્લેન્ડમાં હતો ત્યારે મને મર્હુમ ઇંચકેપ એક પાર્ટીમાં મળ્યા હતા અને પુરુષોતમદાસ કદી પણ હાથમાં આવે એવા નથી એવો અભિપ્રાય જણાવ્યો હતો. પણ તરત જ મેં અર્ધ ગંભીર અને અર્ધ રમુજમાં એમને જવાબ આપ્યો કે "તમે જો કોઇ પણ રીતે સર પુરૂષોતમદાસને તમારા ખિસ્સામાં મુકવા માગતા હો તો તમે નિષ્ફળ જ નિવડશો."

સર પુરૂષોતમદાસ એક નિડર ને સત્યને ચાહનાર વ્યક્તિ છે; તેઓ પોતાને ખરૂં લાગે એ જ કહેવાના ને કરવાના અને તે પણ પુરેપુરા અનુભવ પછી, એમણે મેળવેલ જ્ઞાનની મદદથી. અને હું જો એમ કહું કે સ્વાતંત્ર્ય મેળવવા માટે જે હજારોએ જેલયાત્રા ભોગવી છે એના કરતાં પણ વિશેષ ફાળો ખાસ કરીને આર્થિક સ્વાતંત્ર્યની લડતમાં સર પુરૂષોમદાસ કરતાં વધારે કોઇએ પણ આપ્યો હોય એમ લાગતુ નથી.

આ ટુંકા લેખમાં હું એમના વિષે વધારે શું લખી શકું? પણ આજની પ્રજાને હું આ વાતની પણ યાદ દેવરા

થવા માગું છું કે ઠેકઠેકાણે થતાં દુષ્કાળોમાં હરવખતે જો કોઇએ પણ પદ્ધતિસર, દુષ્કાળમાં સપડાયેલના દુ:ખનિવારણ માટે સતત મહેનત કરી હોય અને વ્યવસ્થિત રીતે દુ:ખી-જનોને સહાયતા પહોંચાડવા માટે પ્રયત્ન કર્યો હોય તો એમાં પણ સર પુરુષોતમદાસનું સ્થાન પ્રથમ જ આવશે.

હજુ પણું જો કે એમની ઉમર પોણોસો વર્ષની થઇ છે છતાં એમની બુધ્ધિ તીવ્ર, એમનું હૃદય સરળ અને પ્રેમાળ અને એમની દેશદાઝ જેવાં ને તેવાં કાયમ છે.

આવા એક મહાપુરુષ વિષે મને આટલું ય લખવાનું સદભાગ્ય પ્રાપ્ત થયું તેથી હું મારી જાતને બહુ જ ભાગ્યશાળી માનું છું અને ઇશ્વર હજુ પણ તેમને લાંબુ આયુષ્ય આપે એવી પ્રાર્થના કરી વિરમું છું.

**જમનાદાસ દ્વારકાદાસ**



સર્વે શુભોપમા લાયક, સદા સન્માનીય સર પુરૂષોતમ-દાસ ઠાકોરદાસ તેમના યશસ્વી, સેવાપરાયણ, તેજસ્વી અને સફળ જીવનના સુખરૂપ અને સુખદાયી પંચોતેર વર્ષો પૂરાં કરે છે. ઇશ્વરકૃપાથી, ભાગ્યશાળી પુરૂષ પોતાના પુરૂષાર્થથી જીવનને કઇ રીતે આદરણીય બનાવી શકે છે. તેનો જીવત પુરાવો સર પુરૂષોતમદાસ પુરો પાડે છે. જેને લોકસંગ્રહ કહેવાય તેવું તે જીવન છે. કોઇ પણ કક્ષાના અભિલાષી પુરૂષને તેમજ સકલ સમાજને શ્રી પુરૂષોતમદાસના જીવન માંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે.

શેઠ નારણદાસ રાજારામની મશહૂર પેઢીના ભાગીદાર શ્રી પુરૂષોતમદાસના જીવનના સર્વગ્રાહી વિકાસ અને પ્રકાશ ખરી રીતે તો સન ૧૯૧૬ થી શરૂ થયાં. એટલે તેમના જીવનના બરોબર અરધા વર્ષો કહેતાં આડત્રીસ વર્ષો અખંડ રીતે લોક સેવામાંજ વિત્યાં છે, તેમ કહી શકાય. વિવિધ ક્ષેત્રે તેમની લો.સેવાઓ સર્વને સુવિદીત હોઇ અત્રે તેનો ઉલ્લેખ કરવો જરૂર નથી. વીમા, બેન્કીંગ, ઉદ્યોગ અને વેપાર ક્ષેત્રે સર પુરૂષોતમની કક્ષાનો બીજો પુરૂષ હાલ આપણી પાસે નથી. તેજ હકીકત તેમના નામ મુજબ તેમને પુરૂષ ઉતમ કહેતા શ્રેષ્ઠ અને અજોડ પુરૂષ ઠરાવે છે.

રાજકારણ અને અર્થકારણનો સમન્વય સાધી, તેનો વિચારપૂર્વક સદઉપયોગ કરી વિશેષમાં વિશેષ લોકસેવા કેમ કરી શકાય છે, તેનો બોધપાઠ તેમના જીવનમાંથી મળી શકે છે.

સન ૧૯૧૬ માં શ્રી પુરૂષોતમ રૂ બજારમાં સરવે પર નિમાયા. તેજ વર્ષમાં તાતા કંપનીઓમાં તેમની ડાયરેકટર તરીકે નીમણુંકો થઇ અને સરકારે પણ તેમની પ્રતિષ્ઠા, કાબેલીયત અને સામાજીક દરજ્જાને પિછાની તેમની જસ્ટીસ ઓફ પીસ તરીકે નીમણુંક કરી. આ સર્વ બાબતો પ્રત્યે પોતાની ખુશાલી બતાવવા અને શ્રી પુરૂષોતમને સન્માનવા મુંબઇના મહાજનોએ શેઠ રામનારાયણ રૂઇઆના માઉન્ટ પ્લેઝન્ટ રોડ ઉપરના મહાલયમાં ભવ્ય સમારંભ યોજ્યો હતો. આ સમારંભમાં હું હાજર હતો ને તેમની કાંતી અને પ્રતિભા પ્રથમ વખત મેં ત્યારે નિહાળ્યા. અને ત્યારથીજ તેમની

કાર્યશક્તિ, કાર્યપદ્ધતિ અને પ્રગતિને હું સતત રીતે જોતો અને વખાણુતો રહયો છું. સન ૧૯૧૬ થી તેમનામાં રહેલો પુરૂષ ઉતરોઉતર જે રીતે વિકસતો રહયો છે, તે દર્શનીય છે. આ પુરૂષ આજે પુરૂષ ઉત્તમ પુરવાર થાય છે. આ સમય દરમ્યાન તેમના પ્રત્યેનો મારો આદર દીન પ્રતિદીન વધતો રહયો હોઇ આ આદરને આ નમ્ર અંજલી દ્વારા પ્રદર્શીત કરતાં મને અનહદ આનંદ થાય, તે સ્વાભાવીક છે.

ભારત અને મુંબઇના ભાવિ ફરી એરણે ચડ્યાં છે. તેથી આ કટાકટીના સમયમાં ઓછામાં ઓછા પચીસ વર્ષો માટે સર પુરૂષોતમ જેવા સમર્થ પુરૂષના માર્ગદર્શનની આપણને જરૂર છે. આપણાં પોતાના સ્વાર્થ માટે પણ સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસનું પોણી સદી વીતેલું ભવ્ય જીવન તેવીજ સુખદાયી રીતે પૂરી સદી પૂર્ણ કરે, તેવી પ્રભુ પ્રાર્થના કરીએ, તે ઉચીત છે.

**જમનાદાસ ઉદાણી.**



ભાઇશ્રી ચીતલીઆ તરફથી સર પુરૂષોતમદાસ ઠાકોરદાસ સાથેના પરિચય દરમ્યાન જે કંઈ જાણવા મળ્યું હોય તે લખવાનું આમંત્રણ મળતાં આજે તે પરત્વે વિચાર કરતાં એમ થાય છે કે તેમની યશસ્વી કારકીર્દિ અંગે શું લખવું અને શું ન લખવું? કારણ કે તેમની સેવાઓ બહારથી જણાય છે તે કરતાં વિશેષ અને વ્યાપક છે. તેઓ સમયનાં એંધાણને બહુ જ સચોટ રીતે પારખી શકે છે, ટેટલું જ

નહીં પણ તેમની આટલા લાંબા સમયની ઝળકતી કારકિર્દિ તેમના આચારવિચારના સુમેળ અને શિસ્તપાલનને આભારી છે એમ કોઈને પણ લાગ્યા વગર રહે તેમ નથી જેમને જેમને તેમની સાથે કામ કરવા સદભાગ્ય સાંપડયું હશે તેઓ જાણતા હશે કે તેમના હાથ હેઠળ કામ કરવું એ એક પ્રકારનું સુશિક્ષણ છે

ધી ઈસ્ટ ઈંડીયા કોટન એસોસિએશનની સ્થાપનાને બત્રીસ વર્ષ થઈ ગયા છે તેની શરૂઆતથી અત્યારસુધી બનેલા મુખ્ય પ્રસંગોમાંની થોડીક મહત્વની સિદ્ધિઓનો હું અત્રે ફક્ત નિર્દેશ કરીશ અને તેમ કરવામાં મારો આશય તેમના જેવા કુશળ નેતા હેઠળ કોઈપણ સંસ્થા કેટલી પ્રગતિ કરી શકે છે તેનું દૃષ્ટાંત પુરૂં પાડવા પુરતો જ છે આજે જે પ્રતિષ્ઠાસંપન્ન સ્થાન આ સંસ્થા ભોગવી રહી છે તેમાં તેમનો અમુલ્ય ફાળો છે તે કહેવાની જરૂર નથી છેલ્લી લડાઈ દરમ્યાન અને ત્યાર પછીના વર્ષોમાં પ્રતિકૂળ સંજોગો છતાં સરકારી અંકુશોને લીધે વારંવાર પલટાતી નીતિરીતિ રૂ બજારની સમતુલા જાળવી રાખવાનું માન તેમની કુનેહ અને પ્રતિભાને આભારી છે

સંસ્થાની શરૂઆતથી રક્ષણાર્થે કબાલાનો પ્રશ્ન અટપટો માલમ પડયો છે ટ્રેડમાંના સઘળા પક્ષોને સંતોષ મળે તે દ્રષ્ટિથી સંજોગાનુસાર કબાલામાં ફેરફાર કરવામાં આવ્યા છે કબાલાના ઘડતર ઉપર આખાય વ્યાપારનું વર્તમાન અને ભાવિ અવલંબે છે, એટલે તેટલી જ કાળજીપૂર્વક સંસ્થાના

પ્રમુખની સલાહ અને દોરવણી હેઠળ વખતોવખત નીમાએલી કમીટીઓએ રક્ષણાર્થ કબાલાના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. ૧૯૪૨ થી ઇંડીયન કોટન કોન્ટ્રાકટ ચાલુ છે. આ કબાલામાં લડાઇથી ઉભા થતા સંજોગોને કારણે વખતોવખત ફેરફાર કરવામાં આવ્યા છે અને હજુ પણ સંતોષકારક રક્ષણાર્થ કબાલો ઘડવામાં આપણે જોઇએ તેવા સફળ થયા નથી; છતાં એમ કહી શકાય કે આ બાબતમાં આપણે વળતાં પાણી જોઇ રહયા છીએ.

યુનીટરી કન્ટ્રોલ: રૂના સોદાઓના નિયમન માટે એક જ માન્ય સંસ્થા હોઇ શકે તે સર્વમાન્ય સિદ્ધાંત સાબિત થયો છે. સંસ્થાની શરૂઆતમાં એટલે કે ૧૯૨૫ માં કાચી ખાંડીના મંડળની સ્થાપના થઇ ત્યારથી તેનાથી ઉદ્ભવતા પરિણામમાંથી રૂના વેપારને બચાવવા એસોસિએશનને તે અંગે સતત્ લક્ષ્ય આપવું પડયું હતુ. ૧૯૪૭ માં આ પ્રયત્નોને આખરી સફળતા મળી અને શ્રી મહાજન એસોસિએશનના સઘળા સભ્યોનું આ સંસ્થા સાથે જોડાણ થયું. અત્યાર આગમચ ઇસ્ટ ઇંડીયા કોટન એસોસિએશનનું સંચાલન મુંબઇ રાજ્યના ધારાઓ અનુસાર થયું છે. રૂના વેપારનું નિયમન નજીકમાં કેન્દ્ર સરકારના ધારા નીચે આવશે એટલે હવે શિસ્ત માટે આપણે વધારે સજાગ રહેવું જોઇએ.

સરવે પધ્ધતિ સંસ્થાની સરવે પધ્ધતિનો ઇતિહાસ જેટલો રસિક છે તેટલો જ નોંધપાત્ર છે. પહેલાં જ્યારે ખુદ્દી

સરવે (બેઉ પક્ષકારો તરફથી નીમવામાં આવતા સરવેયરો દ્વારા થતી લવાદી) પદ્ધતિ હતી ત્યારે અમુક પ્રકારની ક્ષતિઓ જણાતી. આ પરિસ્થિતિ સુધારવા બીજા કોટન એક્ષચેંજોની સરવે પધ્ધતિનો અભ્યાસ કરી વેપારીઓના પ્રતિનિધિ મારફત "બ્લાઈન્ડ સરવે" પ્રથા ૧૯૩૭ ની સાલથી દાખલ કરવામાં આવી હતી. અને ૧૯૪૮ થી ફુલટાઇમ સ્વોર્ન પેઇડ સરવેયર્સની પ્રથા દાખલ કરવામાં આવી છે. આ પધ્ધતિ વ્યાપારના આઘાત પ્રત્યાઘાતો જોતાં ઓછામાં ઓછા દોષપાત્ર ગણાઈ ચૂકી છે. પરિણામે આજ દિન તે પ્રશ્નના ઊકેલ માટે આ સંસ્થા ફક્ત દેશમાંજ નહીં પરંતુ આંતરરાષ્ટ્રીય માનમરતબો ભોગવે છે. તાજેતરમાં જ સંસ્થા યુનીવર્સલ કોટન સ્ટાન્ડર્ડ એગ્રીમેન્ટની સભ્ય થયેલ છે, જેની રૂએ હિન્દુસ્તાનમાં આયાત થતા અમેરિકન રૂઉની સસ્થાના સરવેયરો મારફત સરવે કરાવી શકાય તેનો હક પ્રાપ્ત થાય છે.

વલણની પદ્ધતિમાં ઉત્તરોત્તર પ્રગતિમય ફેરફારો: સને ૧૯૧૮ માં કલીયરીંગ હાઉસની સ્થાપના થઇ ત્યારથી પાક્ષીક વલણ રાખવામાં આવ્યું હતું. સમયમાં થતા ફેરફારોને અનુલક્ષીને તા. ૧-૯-૧૯૪૦ થી અઠવાડિક વલણ અપનાવવામાં આવ્યું છે. બીજા બજારોમાં વલણો થાય છે પરંતુ તેની જવાબદારી બેન્ક મારફત ઉપાડી લેવામાં આવે છે; જ્યારે અત્રે આ કાર્ય સંસ્થા હસ્તક કલીયરીંગ હાઉસનું એક અલગ ખાતું સંભાળે છે. આ ખાતાંને અંગે જરુરી ગુપ્તતા અને શિસ્ત જાળવવાની ચીવટ રાખવામાં આવે છે.

મજૂર વિભાગ: સને ૧૯૩૮ ની સાલમાં એસોસિએશન તરફથી કોટન ડેપોમાં કામ કરતા મજૂરોનું સુવ્યવસ્થિત રીતે સંગઠન કરવા અને તેમને દોરવણી આપવા મજૂર હિતકારી ખાતું ખોલવામાં આવ્યું હતું. આ અગાઉ મજૂરોમાં અસંતોષ રહેતો-વેતન માટે ઝઘડા થતા-હડતાલો પડતી-એમ અનેક પ્રકારે અસંતોષ વ્યકત થતો. આ ખાતું ખોલ્યા બાદ તેમનાં ઓછામાં ઓછા દરો નક્કી કરવામાં આવ્યા છે, લાયસન્સ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે અને તેમની સુખસગવડતા માટે ઘટતી તજવીજો કરવામાં આવે છે. સર પુરૂષોત્તમદાસના આ પ્રયાસ માટે મજુરોએ પણ તેમના પ્રત્યે અનન્ય ભક્તિભાવ દર્શાવ્યો છે.

એસોસિએશનની પ્રગતિનું એક વિશેષ સીમાચિન્હ તે રૂઉના વેપારીઓ હસ્તક ચાલતાં ટ્રસ્ટ ફંડો સંસ્થાના આશ્રય હેઠળ લાવવામાં આવ્યા તે છે. આ બધાનું સંચાલન પહેલાં તો જુદું જુદું થતું હતું, પરંતુ એક Cantralised Administration Fund નામક ખાતું ખોલી આ બધાની વતી આ ખાતાં દ્વારાજ વહીવટ થાય છે. સંસ્થાના લગભગ બધાજ ફંડમાં સર પુરૂષોતમદાસ ટ્રસ્ટી છે અને તેમની હરહંમેશ દોરવણી મળે છે. ટ્રસ્ટ ફંડની મૂળ નેમને સાચવી ફંડોના નાણાંનો વહિવટ અને તેની વહેંચણીનું કામકાજ કરવામાં આવે છે.

આવી ઉપયોગી પ્રગતિનો ઉલ્લેખ કરવાનો હેતુ મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે રૂ બજાર સર પુરૂષોત્તમદાસનું કેટલું ઋણી છે તેનું યત્કિંચિત મૂલ્યાંકન કરવાનો છે. સર

પુરુષોત્તમદાસ આ સંસ્થાના શરૂઆતથી જ સુકાની છે એટલું જ નહિ પરંતુ તે અગાઉ વર્ષોથી રૂ બજારના એક અગ્રગણ્ય નેતા તરીકે સિદ્ધ થયા હતા. એટલેજ તેમના જેવા પીઢ કાર્યકર્તાના હસ્તક ચાલતી સંસ્થાનું ભાવિ સહિસલામત છે દિનપ્રતિદિન સંસ્થાની અને સંસ્થામાં કામ કામ કરતાં કામદારોની પ્રગતિ માટે તેઓ વખતને પારખી યોગ્ય કરતા આવ્યા છે. તેમનું જાહેર જીવન દરેક વાંચકને સુવિદિત છે એટલે આવા કટોકટીના સમયમાં વ્યાપારી હિતોને અને આપણા પ્રાંત તેમજ દેશને તેમની ડહાપણભરી સલાહ મળતી રહી છે; તેમની સેવા માટે આપણે સૌ કોઇ તેમના ઋણી છીએ. ભવિષ્યમાં તેમનો સાથ તેવોના તેવો મળતો રહે તે માટે આપણે તેમને લાંબુ આયુષ્ય અને તંદુરસ્તી ઇચ્છીએ.

**—ચીમનલાલ મોતીલાલ પરીખ**
બી કોમ, જે. પી.



સર પુરૂષોતમદાસ ઠાકોરદાસના હીરક મહોત્સવ પ્રસંગે તેમના જીવનના સંસ્મરણોના સંગ્રહનું એક પુસ્તક તૈયાર કરી એમને સમર્પણ કરવા શ્રી. કરસનદાસ ચીતલીયા જે સ્તુત્ય પ્રયત્ન કરી રહ્યા છે તે માટે કંઇક થોડું મને તેમના જીવન વિશે લખવા આગ્રહ કર્યો અને તેમના પ્રેમભર્યા આગ્રહને વશ થઇ હું સર પુરૂષોતમદાસના જીવન વિશે લખવા નીચે મુજબ નમ્ર પ્રયાસ કરૂં છું.

સર પુરૂષોતમદાસ રૂના વ્યાપારના પિતા તરીકે જાણીતા છે. રૂ બજારની એમની સેવા અમાપ અને અવર્ણ્ય

નીય છે. રૂના વ્યાપારની જાહોજલાલી આજે જે જોવામાં આવે છે તે મહદંશે એમની શકિતશાળી દોરવણીને આભારી છે એમ કહેવામાં જરાય અતિશયોકિતને સ્થાન નથી. મુંબઇના બધા વ્યાપારી બજારોમાં રૂ બજારનું સ્થાન જુદુંજ તરી આવે છે અને તેનો યશ. એમને (સર પુરૂષોતમદાસ) ફાળે જાય છે. જ્યારે જ્યારે રૂના વ્યાપારમાં કટોકટી ઉભી થઇ છે ત્યારે એમણે નીડરતાપૂર્વક, ઘણીજ શાંતિથી, દીર્ઘદષ્ટીથી તેમજ કુશળતાપૂર્વક સંચાલન કરી આખી પરિસ્થિતિને કાબુમાં રાખી છે અને વ્યાપારને સહીસલામત કટોકટીઓમાંથી પાર ઉતાર્યો છે, એ વિશે રૂના વ્યાપાર સાથે સંબંધ ધરાવતા ભાઇઓ સારી રીતે જાણે છે.

આટલી વૃદ્ધ વયે પણ ધી ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોસીએશનનું સુકાન તેઓ કાળજીપૂર્વક સંભાળી રહયા છે અને ભારતનું રૂ બજાર એક આંતરરાષ્ટ્રીય રૂના બજાર તરીકે જે વિશિષ્ઠ સ્થાન ધરાવી રહયું છે તે એમના ઉચ્ચ વ્યકિતત્વને આભારી છે. તેઓને ઘણી વખત કહેતા સાંભળવામાં આવ્યા છે કે જ્યાં સુધી હું આ સ્થાન ઉપર છું ત્યાં સુધી રૂ બજારમાં ઘીનો દીવો હોલવાવા નહીં દઉં. આ શબ્દો પાછળ એમનું ઉચ્ચ માનસ તથા રૂ બજાર પ્રત્યેની એમની આત્મીયતા અને એક પ્રમાણીક વેપારી તરીકેની એમની સત્યનિષ્ઠા સ્પષ્ટ તરી આવે છે. ધી ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોસીએશને પણ તેમને એસોસીએશનના ઓનરરી મેંબર બનાવી તેમનું અપૂર્વ અને અનન્ય બહુમાન કર્યું છે.

માત્ર રૂ બજારના વેપારી તરીકેજ નહીં પરંતુ મુંબઇ

ગુજરાતને દેશના રાજકીય, તત્વજ્ઞાનના, સમાજસુધારાના અને સાહિત્યના તેવા વિધવિધ ક્ષેત્રમાં અનેક રત્નો આપ્યા છે, પરંતુ ગુજરાત મુખ્યત્વે તો વ્યાપાર અને ઉદ્યોગપ્રધાન દેશ છે, ગુજરાતીની નસોમાં વેપારીનું લોહી વહે છે, દરિયાપારના દેશોમાં પણ ગુજરાતી ઘૂમે છે સર પુરૂષોત્તમ દાસની સેવા ફક્ત વ્યાપારી ક્ષેત્રે છે તેમ નથી, પરંતુ તેમનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે તે હોઇ હું તેમને વ્યાપારીક્ષેત્રના પિતા કહું છું અર્ધી સદીથી તેઓ વેપારીઓને, વ્યાપારી સંસ્થાઓને અને ઉદ્યોગક્ષેત્રમાં પ્રશસ્ય યોગ્ય દોરવણી આપી રહ્યા છે ૧૯૪૭ પહેલા બ્રીટીશ શાસનકાળમાં દેશનું અહિત થતું હોય તેવું તેમને જણાતું ત્યારે તે વખતના રાજ્ય સુત્રધારોને બે કડવા વચન માનપૂર્વક કહી શકતા, તે છતા તેમની શક્તિ જોઇ તેઓને અનેક કમીશન અને કમિટિઓનું પ્રમુખપદ સોંપાતું આજે પણ સરકારનો અને ઉચ્ચ કક્ષાના પ્રધાનો તેમજ અમલદારોનો તેમના પ્રત્યે તેવોજ રાગ દેખીએ છીએ, તે તેમની દેશ પ્રત્યેની ભક્તિ અને વ્યાપારી કુનેહ દર્શાવે છે

આજે તેમને ૭૫ વર્ષ થયા હોઇ ઉમ્મરના ઓછાયા દેખાય છે, પરંતુ કુદરત તરફથી તેમને સુદ્રઢ દેહ પ્રભાવ શાળી અવાજ અને પ્રતિભાશાળી વ્યક્તિત્વ મળ્યું છે અને સાથે સાથે તીક્ષ્ણ બુદ્ધિમત્તા સાંપડી છે વેપારીઓમાં ભણતર ઓછું હોય છે પણ તેમને ત્યાં લક્ષ્મી અને સરસ્વતી બન્નેનો સુમેળ છે જ્યારે તેમાં સવાલ પડે ને અનેક જટિલ પ્રશ્નો ઉભા થાય છે વ્યાપારી બજારોમાં ચલણના ફેરફારોથી

નતા આઘાત પ્રત્યાઘાતો, બજારૂ હરિફાઇઓ, રાષ્ટ્રિય કે આંતરરાષ્ટ્રીય કરારો એવા અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે, જે અનુભવ, પરિપકવ બુદ્ધિ અને કુનેહ માગે છે આવે સમયે તેમની જેવાની સેવા મળે છે તે બદલ તેઓની કામગીરી પરત્વે જે અંજલિ આપીએ તે ઓછી જ છે.

આજથી એક બે દશકા પહેલાં ધી એશોસીએટ ચેમ્બર્સ ઓફ કોમર્સનું મહત્વ જ્યારે સવિશેષ હતું ત્યારે આપણા વેપારી વર્ગનો અવાજ ઓછો સંભળાતો ત્યારે સર પુરૂષોતમદાસ, શ્રી. કસ્તુરભાઈ તથા શ્રી. બીરલા ઈત્યાદિ આગેવાનોના પ્રયાસથી વ્યાપારી મહામંડળ સ્થપાયું. આજે આ મંડળના અભિપ્રાયોને સરકાર વજન આપે છે તેટલુંજ નહિ, પરંતુ દેશ પરદેશના મંડળો આ સંસ્થાનું હિંદના વ્યાપારી ક્ષેત્ર પરત્વે માર્ગદર્શન મેળવે છે.

તદુપરાંત આજે જ્યારે ખાનગી સાહસ પ્રતિ સરકારી નીતિ અનિશ્ચિત છે ત્યારે પણ જે સંસ્થાઓના સંચાલક મંડળમાં સર પુરૂષોતમદાસનું નામ હોય છે ત્યાં તેમનું નાણાંવિષયક અગાધ જ્ઞાન જોઇ નાણાં રોકનાર વર્ગ છુટે હાથે પૈસા રોકે છે. વસ્તુતઃ જે દેશો ઔદ્યોગિક રીતે પછાત છે ત્યાં ભલે થોડું નિયમન હોય પણ તે સાથે ખાનગી સાહસ ઉત્તેજવું જરૂરી છે; કારણ કે જે પ્રોત્સાહન-ભાવ તેની પાછળ હોય છે તેટલો રાજ્યહસ્તકના મંડળમાં હોતો નથી.

આમ તેમની અનેકવિધ સેવા લક્ષમાં લેતાં તેમની

કાર્યપધ્ધતિ, વહીવટી જ્ઞાન તેમજ કાર્યક્ષેત્ર વિષે હવેના વેપારી વર્ગને અને પ્રજાને જેટલું જાણવાનું મળે તે લાભદાયક છે.

કારણ કે, વિશેષત આપણાં સાહિત્યનો જીવનકથા વિભાગ અવિકસિત હોઇ સર પુરૂષોતમદાસ જેવા સમર્થ વ્યકિતની જીવનકથાનું પધ્ધતિસર આલેખન થાય તો તે છેલ્લા કેટલાક દાયકાઓમાંના રાષ્ટ્ર-વિકાસની ભિન્ન ભિન્ન ભૂમિકાનું વસ્તુ-સંકલન થવા ઉપરાંત બીજી અનેક રીતે માહિતિપૂર્ણ ઇતિહાસનું દર્શન કરાવશે.

—નાનાલાલ કે. દોશી

બી. કોમ, એલએલ બી.

## અજબ પ્રમાણીક જુવાન

પચાસ વર્ષ પહેલાંની વાત છેઃ

ભારત ત્યારે ગુલામીની બેડીઓમાં પુરેપુરૂં જકડાયેલું હતું; ભારતની સમૃદ્ધિ અંગ્રેજોને હાથે લુંટાઇને પરદેશ વહી રહી હતી ને ૧૮૫૭ના નિષ્ફળ બળવા પછી દમનના વિંઝાયેલા કોરડાથી પ્રસુપ્ત હતપ્રાણ બનેલી ભારતની પ્રજાનો પ્રાણ ધીમે ધીમે પુનઃ ધબકયો થતો હતો. દૂર દૂર આઝાદી માટેની જાગૃતિની ઉષા ઉગતી હતી ને ધવલ ગુલાબી ઉષાના એ ઝાંખા અજવાળામાં ધીમે ધીમે લોકજાગૃતિનાં મંડાણ થતાં હતા.

રાજકીય પરિભાષામાં કહીએ તો ગોપાલકૃષ્ણ ગોખલેનો, લોકમાન્ય તિલકનો-લાલ-બાલ-પાલનો એ જમાનો હતો. એમનાં શબ્દવારી ગુલામીની કારમી વેદના વચ્ચે લોકહૃદયમાં નવી આશા અને નવપ્રાણનો સંચાર કરી રહ્યાં હતા.

અને પેલા યુવાને શાંત અને ધીમા છતાં મક્કમ અવાજે જવાબ આપ્યો 'એમાં બાહોશગીરી જેવું કંઈ નથી, એતો સામાન્ય જ્ઞાનની–સાદી સમજની વાત છે'

સાંભળીને શ્રી ગ્રેઝબુક ભારે આશ્ચર્ય અનુભવતા આ તરવરીયા યુવાનને અનિમેષ નયને જોઈ રહ્યા ને મનમા ને મનમા તેઓ આ યુવાનની પ્રમાણિકતાને અભિનંદતા હોય એમ બોલી ઉઠયા 'અજબ પ્રમાણિક જુવાન'

આ અજબ પ્રમાણિક જુવાન હતા સર પુરૂષોત્તમદાસ

પણ કોને ત્યારે ખબર હતી, આ યુવાન આવતી કાલે રૂના વ્યાપારનો રાજા બનશે ને વ્યાપારી ક્ષેત્રેજ નહિ પણ આર્થીક ક્ષેત્રે હિંદ અને દુનિયાભરમા નામના કાઢશે

'ડા' જાને કલકી જેમ કાલની વાત કોઈ જાણી શક્યુ નથી, જાણી શકવાનુ પે નથી માનવી ગમે તેટલા પ્રયત્નો કરે, ગમે તેટલો આગળ વધે તો પણ કુદરત આગળ, ઇશ્વરની અનન્ત અપાર લીલા અને શક્તિ આગળ વામણો જ રહ્યો છે ને રહેવાનો છે આમ છતા ઘેન અંધકારમા કે શુદ્ધ નિશુદ્ધ વાતાવરણમાં પ્રકાશનુ કિરણ ચમક્યા વિના રહેતું નથી એમ આ તરવરીયા જુવાનની આ પ્રમાણિકતા, તેની કાર્ય કરવાની સુઝ બુઝ અને ખંત જોઈને પારખુઓએ આ તરવરીઆ જુવાનમા ભાવીની જે આશા અને પ્રકાશ જોયો હતો એ આશા સર પુરૂષોત્તમદાસે યોગ કર્મસુ કૌશલમ્ અને મા ફલેષુ કદાચન મંત્રને જ શ્રદ્ધાપૂર્વક જીવનમા વણી લઈને સિદ્ધ કરી બતાવી છે

## પુત્ર રત્ન

માનવ જાતના કલ્યાણને માર્ગે, માનવવેલને સમૃદ્ધ બનાવવા યુગે યુગે, જ્યારે જેવા માનવીની પૃથ્વીને પાટલે જરૂર હોય છે તેવી વ્યક્તિને જન્મ આપીને એવા મહાનુભાવ દ્વારા ઇશ્વિર પોતાના અનન્ત, અસીમ ગુઢ ધ્યેયની પૂર્તિ કરે છે ને સંભવામી યુગે યુગે એમ યુગે યુગે ભારતમાં-પ્રાંતે પ્રાંતમાં એવા મહાનુભાવો, સંત મહાત્માઓ પાક્યા છે.

એમાંય ગુજરાત–સોરાષ્ટ્ર પર ઇશ્વરની સવિશેષ અસીમ કૃપા હોય એમ ગુજરાત સૌરાષ્ટ્રની ધરતી પર આવા મહાપુરૂષોની–સંત મહાત્માઓની, દાની-શૂર સુભટેની હારમાળાનો અખંડ સ્રોત વહ્યો છે ને આ ધરતીનેજ નંહ ભારત અને સમગ્ર વિશ્વને તેમણે પાવન કર્યું છે; સમગ્ર વિશ્વને માનવીય પ્રકાશ અને પ્રેરણા આપી માનવ જીવન ધન્ય કર્યું છે.

પાંચ હજાર વર્ષના ઇતિહાસમાં ભગવાન શ્રીકૃષ્ણથી

માંડીને દયાનંદ સરસ્વતિ સુધીની સિદ્ધ મહાવિરોની હારમાળા અને એ પછી ભારતની ગુલામીને નામશેષ કરી સમગ્ર વિશ્વને પોતાના જીવન કાર્ય દ્વારા નવો પ્રકાશ અને નવો રાહ અર્પનાર આધુનીક યુગના પયગમ્બર સમા મહાત્મા ગાંધીજી જે ગુજરાતની ધરતી પર અને જે કોમમાં જન્મ્યા હતા એ જ મોઢવણીક કોમમાં સર પુરૂષોત્તમદાસ જન્મ્યા છે.

એમના દાદા આત્મારામ હરિભાઈની સ્થિતિ ગરીબ હતી, છતાં સુરતમાં એમનું કુટુંબ વિદ્યાવિભૂષિત અને સંસ્કારમાં આગળ હતું.

આ સંસ્કાર વારસા સાથે એમના મોટા પુત્ર સ્વ. શ્રી. ઠાકુરદાસે એક શાળામાં માસ્તર તરીકે જીંદગીની શરૂઆત કરી હતી અને આ નોકરી દરમ્યાન કાયદાનો અભ્યાસ અને સોલીસીટરની પરીક્ષા પસાર કરી મુંબઈની એક સોલીસીટરની પેઢીમાં જોડાયા હતા. ને એમના બીજા પુત્ર સ્વ. શ્રી. વ્રજભૂખણદાસે પણ કુટુંબની લાગવગથી મુંબઈમાં નાના પગારે જીવનની શરૂઆત કરી હતી અને સ્વબળે આગળ વધી મે. નારણદાસ રાજારામ નામની સ્વતંત્ર રૂની પેઢી શરૂ કરી; તેમાં થોડા સમયમાં સારી પ્રગતિ કરી.

આમ તેમની આર્થિક સ્થિતિમાં પલટો આવ્યો એ સાથે આખા કુટુંબે મુંબઈમાં સ્થાયી વસવાટ કર્યો. લક્ષ્મીની મહેર સાથે સંસ્કાર અને સંયુકત કુટુંબની સૌરભ ભળી, પછી પૂછવુંજ શું?

શ્રુતિ વચન છે કે વિષ્ણુની કૃપાનો વરસાદ પડે

ત્યારેજ લક્ષ્મી પ્રગટ થાય. પણ પ્રયત્નનું હળ ચાલ્યા વિના વિષ્ણુની કૃપા સંભવિત નથી.

यज्ञाद् भवति पर्जन्यनो એજ અર્થ છે કે જ્યાં યજ્ઞ અને જ્યાં વિષ્ણુની કૃપાનો વરસાદ ત્યાંજ લક્ષ્મીદેવીનો નિવાસ હોઇ શકે. એમ આ કુટુંબ પર પ્રયત્નના ફળરૂપ વિષ્ણુની કૃપાનો વરસાદ થતાં જ લક્ષ્મીદેવીએ ત્યાં આવીને વાસ કર્યો. વિદ્યાવિભૂષિત સંસ્કાર સૌરભથી મહેકતું ને કિલ્લોલનુ કુટુમ્બ વધુ કિલ્લોલતું બન્યું.

માતાપિતા અને બે ભાઇઓના વિશાળ કુટુંબમાં બંને ભાઇઓની પુત્રીઓથી ઘર ભર્યું ભર્યું બન્યું હતું. આમ છતાં સૌને એકજ ખોટ સાલતી હતી; આ ઘર કુટુંબને સદાય ભર્યું ભાદર્યું રાખે એવા પુત્ર રત્નની !

અને એ ખોટ પણ આખરે પુરી થઇ. ઠાકોરદાસના પત્ની દિવાળી બહેને સં. ૧૯૩૫ના જેઠ સુદ ૯મીના રોજ એક પુત્ર રત્નને જન્મ આપ્યો.

માતા પિતા, દાદા-દાદી, કાકા-કાકી અને બહેનોના હર્ષનો પાર ન રહ્યો. કુટુંબમાં જાણે હર્ષનો મહેરામણ ઉમટ્યો, ચોમેરથી સગાસંબંધીઓ અને સ્નેહીઓ તરફથી હર્ષાભિનંદન મળ્યા.

અને 'અનેક વચ્ચે એક' આ લાડકા પુત્રનું વિધિ પ્રમાણે નામ પાડવામાં આવ્યું 'પુરૂષોત્તમ !'

કોણ જાણે, જાણે એ નામમાં એના ભાવીની, એના પુરૂષ ઉત્તમ સ્વરૂપની આગાહી હતી!

# પિતાનું દુઃખદ મૃત્યુ

મહેતા કુટુંબમાં આ પુત્રરત્નની પ્રાપ્તિથી આનંદ આનંદ છવાઈ રહ્યો હતો. જન્મતાં જાણે નવી આશા અને નવો પ્રકાશ પ્રકટ્યો હતો. ઘરનાં નાનાં મોટાં સૌ નાના પુરુષોત્તમને જોઈને હર્ષઘેલાં બની જતાં, તેમાંય દાદી રૂક્ષ્મણી બ્હેનના હર્ષનો તો પાર નહોતો. ને માતા પિતાના હૈયામાં પણ સ્વાભાવિક આનંદ હતો.

કારણ કે આ માનતાં કે વિષ્ણુની કૃપાનું આ ફળ છે. આ માન્યતા સાથે આ કુટુંબની આ અમન્વેવ પ્રત્યે આશા ભરી મીટ માંડતા અને એનામાં ઓતપ્રોત થઈ જતાં.

શ્રી અને સરસ્વતિના વિરલ સંયોગ વચ્ચે પુત્રરત્નની પ્રાપ્તિનો ત્રિવેણી સંગમ થયો, પછી શી કમીના રહે?

શ્રીસંપન્ન વૈભવ, ધર્મપરાયણતા અને વિદ્યાવિભૂષિત સુસંસ્કાર વચ્ચે ઘરના આ આનંદ-કિલ્લોલના વાતાવરણમાં બારે લાડકોડથી ઉછરી રહેલ આ બાળકનું નામ સૌએ

નાનો પાડયું હતું ને સૌના હાસ્ય વચ્ચે 'નાનો' પા પા પગલી માંડતો હતો ત્યારે કોને ખ્યાલ હતો કે આ 'નાનો' મોટો થતાં સાચેજ 'મોટો' બનવાનો હતો ને 'મોટો' બનીને ઘર–કુટુંબનું જ નહિ પણ દેશનું નામ ઉજાળવાનો હતો.

પરંતુ વિધિએ કંઇક જુદું જ ધાર્યું હતું; કુદરતને જાણે આ હાસ્ય મંજુર નહોતુ. સહેતુક કે અહેતુક માનવીનું આવું હાસ્ય સાંખી શકતી ન હોય એમ કુદરતે પોતાનો સનાતન પંજો આ કિલ્લોલતા કુટુંબ પર વિંઝયો.

નાનો પુરૂષોત્તમ હજુ તો બેજ વર્ષનો થયો હતો ત્યાં તો દાદીમા રૂક્ષમણીબહેન ૭૫ વર્ષની વયે અનંત નિંદ્રામાં પોઢી ગયા.

અને એ શોક હજુ પૂરો શમ્યો ન શમ્યો ત્યાં તો માત્ર ત્રણ જ વર્ષમાં શોકનો ઘેરો આંચકો આ ઘરને સ્પર્શી ગયો.

સર પુરૂષોતમદાસના પિતા શ્રી ઠાકોરદાસ પોતાની સોલીસીટરની પેઢીના ગુંચવણભર્યા કામકાજનો માનસિક થાક ઉતારવા માથેરાન હવાફેર માટે ગયા હતા ત્યાં આકસ્મીક ઘોડા પરથી પડી જતાં ત્યાર પછી તેમનું મૃત્યુ થયું; આ કારમા મૃત્યુ સમાચારે ભારે આઘાત સાથે ઘરનો આનંદ ઝુંટવી લીધો.

લક્ષ્મી અને સરસ્વતિની કૃપા સાથે જે ઘરમાં સદાયે અખંડ હાસ્ય ગૂંજતું હતું, એ ઘરમાં સૌના હૈયામાં આ

કારમા મૃત્યુથી શોકની કાળી રેખાઓ ફરી વળી. નાના પુરૂષોતમની ઉમર ત્યારે માંડ-પાંચ-વર્ષની હતી.

અને આ ઓછું હોય એમ પતિના મૃત્યુથી ભારે આઘાત પામેલા એમના માતુશ્રી દિવાળીબહેન પણ એ પછી થોડાં જ વર્ષમાં પતિની પાછળ સ્વર્ગે સિધાવ્યા.

આમ નવ વર્ષની ઉમરે સર પુરૂષોતમદાસ માતા પિતા વિહોણા બન્યા. પરંતુ કાકા શેઠ મજબૂખણદાસ અને કાકીએ સંયુક્ત કુટુંબની વ્યવસ્થમાન સંસ્કૃતિ અને સુવસ હેઠળ માતાપિતાની એ ખોટ જરાય આવવા ન દીધી.

કાકા–કાકીએ પોતાના પુત્ર કરતાંય સવાયી રીતે લાડ-કોડથી પુરૂષોતમદાસને ઉછેરીને મોટા કર્યા; તેમનામાં ઉન્નત સંસ્કારના સિંચન સાથે તેમનું અનાસક્ત ભવ્ય જીવન ઘડતર કર્યું.

## પહેલું સોપાન

બળકને જે સંસ્કાર નાનપણથી પડે છે એ એના જીવનના પાયારૂપ બની રહે છે એટલુંજ નહિં નીતિની ભાષામાં બધાજ પુરૂષાર્થના સામ્ય અને પરસ્પરાનુકુળ સ્વરૂપની પેઠે સંયુક્ત કુટુંબની સચારિત્ર્યક ઉચ્ચ ભાવના વચ્ચે પ્રમાણીકતા સચ્ચાઇ અને ભક્તિના તાણાવાણાથી જે વ્યક્તિત્વ ઘડાયું હોય એની આગળ ભલભલી શહેનશાહતો પણ નમી પડે છે; એવો ભારતવર્ષનો સૈકાઓનો અનુભવ સર પુરૂષોત્તમદાસના સચારિત્ર્યક જીવનમાંથી તાદશ થાય છે.

માતા–પિતાના સુંસ્કારના વિદ્યાવિભુષિત તેજસ્વી વારસા સાથે સંયુક્ત કુટુંબની ભાવનાનું બીજ સિંચન તો તેમનામાં ગળશુથીમંજ થયું હતું; એમાં કાકા–કાકીની ધર્મભાવના, સૌજન્યપૂર્ણ મમતા અને ઔદાર્ય સાથે કાકા વ્રજભૂખણદાસની કર્તવ્યનિષ્ટ કડક શિસ્ત હેઠળ તેમને જીવનની તાલીમ મળી, પછી શું કમીના રહે ?

અને 'પુત્રના લક્ષણ પારણામાંથી જ' એમ અભ્યાસ-કાળમાં જ તેમની આ તેજસ્વીતા જણાઇ આવી. એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં મેટ્રીક સુધીનો અભ્યાસ પૂરો કરી તેઓ એલ્ફીન્ટન કોલેજમાં જોડાયા અને ત્યાં પણ તેમના સાલસ સ્વભાવ, ખંત અને હોંશીયારીથી સર્વની પ્રીતિ સંપાદન કરવા સાથે ૧૯ વર્ષની વયે તેમણે બી. એ. ની પરિક્ષા પાસ કરી ઉચ્ચ નંબર મેળવ્યો.

આ માનસિક કેળવણીની સાથે સાથે તેઓ શારીરિક કેળવણી માટે નિયમીત અખાડામાં જતા. આ શારીરિક કેળવણીને પરિણામે આજે ૭૫ વર્ષે પણ તેઓ શરીરે ખડતલ રહયા છે ને ઘણી વખત તો યુવાનને પણ શરમાવે એવો અવિશ્રાંત શ્રમ ખેડી શકે છે.

બી. એ. સુધીનો અભ્યાસ પૂરો કર્યો બાદ એક વર્ષે એટલે કે ૧૯૦૧ માં તેમના લગ્ન રાજકોટમાં કચ્છના જાણીતા આગેવાન શેઠ શ્રી દામજીભાઇ કોઠારીના સુપુત્રી શ્રી ધનલક્ષ્મીબ્હેન સાથે થયાં.

આ દામ્પત્ય જીવનમાં પગલાં પાડવા સાથે તેમનું મન ધંધા તરફ વળ્યું અને તેમની સમક્ષ બે સવાલો ઉભા થયાં: તેમની પિતાની ધીકતી સોલીસીટરની પેઢીમાં જોડાવું કે કાકા સાથે જોડાઇને વ્યાપારમાં પડવું?

આ સમયે અગ્રેજીનું મહત્ત્વ સારી રીતે જાણીતું હતું; તેમાંયે ગ્રેજ્યુએટની કિંમત આજના કરતાં સવિશેષ હતી. આમ છતાં એક ગ્રેજ્યુએટ વ્યાપારમાં અને તેયે રૂના ધંધામાં પડે એ આશ્ચર્યજનક ઘટના હોઇ તેમને પેઢીમાં જોડાયેલા જોઇને પેઢીના વૃદ્ધ મુનીમ ઘડીક તો ચોંકી ઉઠયા 'એક ગ્રેજ્યુએટ યુવાન આ ધંધામાં શું ઉકાળવાનો હતો ?'

પણ એ વૃદ્ધને કયાં ખબર હતી આ યુવાન અનોખો હતો, ભાવિનો શાહ સોદાગર થવાનો હતો !

આમ સર પુરૂષોત્તમદાસે દામ્પત્ય જીવનની સાથે સાથે વ્યાપારી ક્ષેત્રે ઝુકાવી જીવનના પ્રથમ સોપાનનું મંગલાચરણ કર્યું અને પોતાની આવડત, કર્તવ્યનિષ્ટા, ખંત અને તેજસ્વીતાથી આગળ આવી ૧૯૦૮ માં તો છ વર્ષ પહેલાં જે પેઢીમાં તેઓ ઉમેદવાર તરીકે દાખલ થયા હતા એ પેઢીના મુખ્ય ભાગીદાર બની ગયા.

# પ્રગતિનો ત્રિવિક્રમ

જ્ઞાન અને બુદ્ધિની એકતાને યોગ કહેવામા આવે છે પરન્તુ જ્યારે બુદ્ધિ અને હૃદયનો સયોગ થાય છે ત્યારેજ એમ થી સાચા યોગનો આવિર્ભાવ થાય છે અને માનવીને ભગવાન શ્રીકૃષ્ણે ગીતામા ગાયુ છે તેમ યોગ કર્મસુ કૌશલમ્ એટલે કે કર્મ કુશળતા અને વિજય તરફ દોરી જાય છે

વાસ્તવિક અર્થમા સાર્યમ જેમ વેગ જોઇએ, સ્વસ્થિતપણુ જોઇએ તેની સાથે ત્રીજી વસ્તુ જ્ઞાન પણ જોઇએ છે

સર પુરુષોત્તમદાસમા આ ત્રણેનો સયોગ થયો છે, પરિણામે જીવનના પહેલાજ સોપાન પર કદમ માડતાજ તેમની આતરગત શક્તિઓ સહસ્રાવધિ શતમુખ ખીલી ઉઠી હોય એમ એમણે એક પછી એક કરીને પ્રગતિનો ત્રિવિક્રમ કર્યો

મામાની સાથે પેઢીમા જોડાયાને હજુ તો છજ વર્ષ થયા હતા ત્યા તો ગ્રેજ્યુએટ યુવાન પોતાની કાર્યકુશળતાથી

પેઢીનો મુખ્ય ભાગીદાર અને સંચાલક બની ગયો. પેઢીમાં સૌ એમને 'નાનાભાઇ'ના વહાલસોયા નામથી સંબોધતા એટલે આ નાનાભાઇના હાથમાં પેઢીનું સંચાલન આવતાં સ્વાભાવિક જ માણસોમાં પણ એક જાતનો કાર્યોત્સાહ વધવા પામ્યો.

કાકાનો કડક સ્વભાવ છતાં હંમેશા સર પુરૂષોત્તમદાસે તેમના આ સ્વભાવનું આદરમાન કરવા સાથે તેમની તથા શેઠ નારણદાસ પાસે રૂના ધંધાની પૂરી તાલીમ લીધી હતી. આ તાલીમ સાથે પરિસ્થિતિ સમજવાની ઊંડી સમજ, ઝડપી નિર્ણાયક શક્તિ, વ્યાપારી કુનેહ, બીજા પાસેથી કામ લેવાની આવડત, કુશાગ્ર બુદ્ધિ, ખંત અને ભારે પરિશ્રમથી પેઢીની લગામ પોતાના હાથમાં આવ્યા પછી તેમણે થોડાંજ વર્ષોમાં પેઢીના ધંધાનો વિશાળ પાયા પર વ્યાપ કરીને આધુનીક ધોરણે તેની ખીલવણી કરી, એટલુંજ નહિ રૂના વેપારમા જ્યાં હિંદીઓનું નહિ જેવું સ્થાન હતું અને કોટન બોર્ડમાં માત્ર યુરોપીયન સભ્યોજ હતા ત્યાં પોતાની કુશાગ્રતા અને પ્રમાણીકતાથી પ્રવેશ મેળવ્યો ને જ્યાં હિંદીઓનો ચંચુપાત પણ શકય નહોતો એ કોટન બોર્ડમાં પ્રમુખ તરીકેનું માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું. એ જમાનામાં આ કંઇ સામાન્ય સિદ્ધિ નહોતીજ !

આમ પ્રગતિનો ત્રિવિક્રમ સર્જાયો. તેમના સંચાલન હેઠળ પેઢીના રૂ ખરીદીના મથકો એક પછી એક વધવા લાગ્યા અને જીન પ્રેસોની જરૂરીયાત જણાતા ઉત્પાદન

મથકોએ સુરત, પાલેજ, બનોસ (બીજાં આગ્રા, અમરેલી, ધારી અને જુનાગઢ ઉપરાંત ડભોઇ અને સિંધના ટન્ડોજાન મહમદ ખાને અને છેક દરિયાપાર આફ્રિકામાં કમ્પાલા અને જીન્જા ખાતે કચેરીઓ અને જીનેરીઓ સ્થાપી પ્રમાણિકપણે ધંધાનો વિશાળ વિકાસ સાધ્યો.

આમ સર પુરૂષોત્તમદાસના આ પ્રયત્નથી તેમની પેઢી દ્વારા આફ્રિકન રૂની ભારતમાં મોટા પ્રમાણમાં આયાત થવા લાગી ને આ ક્ષેત્રમાં તેમણે એટલે સુધી વિશ્વસનીયતા પ્રાપ્ત કરી કે મીલોવાળા 'NR' માર્કાવાળાજ રૂની માગણી કરતા એજ પ્રમાણે મુંબઈ અને કરાંચીથી પરદેશ નિકાસ થતાં હિંદી રૂની પણ આ પેઢીની જીનીંગ પ્રેસીંગ ફેક્ટરીઓમાં હવા અને ભેળસેળ વગરના શુદ્ધ માલની ખાત્રી થતાં 'NR' માર્કાના છાપના માલની પરદેશમાં માગ થવા લાગી ને આ દેશી પેઢીની અહિંની પરદેશી પેઢીઓની હરોળમાં ગણના થવા લાગી

આ પછી ભારતની વધતી જતી માગને પહોંચી વળવા એમની દૃષ્ટિ એલેક્ઝાંડ્રીયા (ઇજીપ્ત)થી રૂ આયાત કરવાની દિશામાં વળી અને તેમણે એ દિશામાં પણ સફળતા મેળવી આ સિદ્ધિ સામાન્ય નહોતી, આ સિદ્ધિએ આયાત કરનારાઓમાં એમની પેઢીનું નામ મોખરે લાવીને મૂકી દીધું, એ સાથે હિંદીઓએ રૂના વ્યાપારમાં અનોખું

પેઢીઓ એકહથ્થુ સત્તા અને અડ્ડો જમાવીને બેઠી હતી ને સમગ્ર રૂના વ્યાપાર વ્યવસ્થાનો કાબુ અંગ્રેજ વેપારીઓના હાથમાં હતો, તેમાં સર પુરૂષોત્તમદાસ અને એમની પેઢીની આ દૂરગામી આગેકૂચને પરિણામે ગાબડું પડયું ને ધીમે ધીમે રૂ બજારમાં હિંદીઓને સ્થાન મળવા માંડયું.

અને એ સમય દરમ્યાન સર પુરૂષોત્તમદાસ કોટન બોર્ડના પ્રમુખ નીમાતાં તેમણે લાગતાવળગતાઓનો સહકાર મેળવી આ ક્ષેત્રની અંગ્રેજ વ્યાપારીઓની એકહથ્થુ સત્તાનો અંત આણ્યો.

એ સાથે સાથે અત્યાર સુધી આ બોર્ડના ચેરમેન તરીકે મોટા પગારે સિવિલિયનો નિમાતાં તે પ્રથા રદ કરી તેમણે સંસ્થા પરનો આ મોટા ખર્ચનો બોજો ઓછો કર્યો ને અંતે અંગ્રેજ વ્યાપારીઓની એકહથ્થુ સત્તાના છાયા પ્રતિક જેવા આ બોર્ડનું વિસર્જન કરાવી તેમણે ભારે પ્રયત્નોને અંતે ૧૯૨૨ માં ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોએશન લી૦ની સ્થાપના કરી રૂના વેપારમાં હિંદી પેઢીઓને અગ્ર અને અનોખું સ્થાન અપાવી આ ધંધાનો આશ્ચર્યકારક વિકાસ સાધ્યો ને તેની અસર સમગ્ર રાષ્ટ્રના અર્થકારણ પર થવા પામી.

આમ ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોસીએશનની સ્થાપનાના દાળથી તે આંજ સુધી તેઓએ સંસ્થાના ચેરમેન તરીકે રહીને આ ક્ષેત્રની આશ્ચર્યજનક આગેકૂચ સર્જી પ્રગતિનો ત્રિવિક્રમ કર્યો છે.

## વ્યાપારી કુનેહ અને સચ્ચાઈ

વ્યાપાર એ ગુજરાતીઓનો પ્રાણ છે, ગુજરાતનું એકમેવ ગૌરવ છે વંશપરંપરાથી ઉતરી આવેલું આ ગૌરવ ભારત પરતંત્ર હતું ત્યારે પણ ગુજરાતી વ્યાપારીઓએ જાળવી રાખ્યું હતું ને સાતે સમુદ્ર પર દેશનો ધ્વજ ઉડતો રાખ્યો હતો

વંશપરંપરાથી ઉતરી આવેલ આ ગૌરવ જાળવી રાખવા સાથે કેટલાય વ્યાપારીઓએ ગુજરાતની આબાદી વધારી હશે પણ ગુજરાતની પ્રતિષ્ઠા વધારનાર સર પુરૂષોત્તમદાસ એકલા અને પહેલા જ છે.

કારણ કે કાચી વસ્તુમાં ગજા તરીકે ગણાતા રૂના વ્યાપારનું મુંબઈના વ્યાપાર ઉદ્યોગની ખીલવણીમાં પ્રથમ સ્થાન

એટલે કે જલિયાંનવાલાના બનાવ પછી આઝાદી માટે આવેલી લોકજાગૃતિના ઘોડાપુરને રોકવા માટે જે સમયે અંગ્રેજ સરકારે દમનનો દોર છૂટો મૂકી દઇને પ્રત્યેક ક્ષેત્રમાં ભારતની મહત્વકાંક્ષા કચડી નાખવાની જે ઝુંબેશ નીતિ અખત્યાર કરી હતી એવા સમયમાં તેમણે અંગ્રેજ વ્યાપારીઓ સામે મોરચા માંડયા અને હિંદીઓને એ ક્ષેત્રમાં આગળ કરવા સાથે ઈસ્ટ ઇન્ડિયા કોટન એસોસીએશનની સ્થાપના કરી આજ સુધી તેના પ્રમુખ તરીકે રહીને તેને આજની સ્થિતિએ પહોંચાડયું છે એ તેમની અથાક મહેનત, પ્રતિભા, કાર્યદક્ષતા, નિષ્પક્ષ સંચાલન ને વ્યાપારી કુનેહની સાથે સાથે સરચાઇને આભારી છે.

કોટન એસોસીએશનની સ્થાપના સાથે તેમની સમક્ષ રૂના વેપાર અંગેના રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય અનેક કોયડાઓ ઉભા થયા છે, ને એ બધાનો ઉકેલ સર્વ સામાન્ય વ્યાપારી હિતમાં તેમણે જરાપણ અચકાયા વગર કે કોઇની શેહમાં દબાયા વગર અજબ વ્યાપારી કુનેહથી કર્યો છે.

એટલુંજ નહિ કોંગ્રેસની લડત અને એસોસીએશન પરના સરકારના હુકમોથી ઉભી થતી પરિસ્થિતિ વખતે રૂના વેપારીઓ હંમેશા તેમના પ્રતિ મીટ માંડતા ને સૌના આશ્ચર્ય વચ્ચે પ્રશ્નનો ઉકેલ આવી જતો.

આ બધા પ્રશ્નોની સાથે સાથે તેમણે ભવિષ્યનો ખ્યાલ કરીને ૩ બજાર કોલાબાથી કોટનગ્રીન (શીવરી) ખાતે ખસેડયું. આ કાર્યમાં તેમણે ભારે મહેનત લીધી હતી. કારણ કે ઘણા વ્યાપારીઓને એ રૂચતું નહોતું, પણ અંતે

તેમને આ કાર્યમાં સફળતા મળી ને શીવરી ખાતે આધુનીક ઢબના ગોડાઉનો સાથે ૨૦ લાખના ખર્ચે કોટનબ્રાનની આલીશાન ઇમારત ઉભી થઇ અને આને પરિણામે વ્યાપારી ઓને સગવડ પડવા સાથે રૂ બોર્ડની ઇજ્જત પરદેશના રૂ બજારોમ પણ વધવા પામી

પણ આટલુ કરીને જ તેઓ બેસી ન રહ્યા ભારતીય રૂની જાત સુધરે તે માટે વાવેતર, બીયા અને ખાતર વિ ની તપાસ માટે નિમાયેલ ઇન્ડીયન સેન્ટ્રલ કોટન કમીટીના ઉપપ્રમુખપદે રહીને તેમણે આ કમીટીને ઉપયોગી દોરવણી આપી તેમજ રૂની પરખમા ગોટાળો ન થાય તે માટે પ્રેસ માર્કો પટ્ટી ઉપર વજનની છાપ તેમજ એક જીલ્લામાથી બીજા જીલ્લામા જીન થયેલા રૂના ધોકડા ન જાય એ માટે કોટન એસોસીએશન મારફત તેમણે પ્રતિબંધિત કાયદો અમલી બનાવ્યો કારણ કે રૂના ધધામા પરખનો પ્રશ્ન ઘણોજ અગત્યને ને વ્યાપારના મુખ્ય અગ સમાન છે

આથી આ પગલાને પરિણામે ઘણા વ્યાપારીઓને લાભ થયો છે એટલુ જ નહિ રૂના વ્યાપારમા જે કઇ ધાલમેલ થતી હતી તે નામશેષ થઇને તેમા પ્રમાણીકતા આવવા પામી છે

આમ અવિરત શ્રમ, કાર્યદક્ષતા, નિષ્પક્ષપ તપણુ, દીર્ઘ દ્રષ્ટિ, પ્રતિભાશીલ વ્યક્તિત્વ અને વ્યાપારી કુનેહથી રૂના સમગ્ર વ્યાપારને આધુનિક ઢબે ખીલવી એક અગ્રગણ્ય વ્યક્તિ જ નહિ પણ આખી વ્યાપારી આલમના એકમેવ શાહ સોદાગર નેતા અને 'કોટન કીંગ તરીકેની તેમણે નામના મેળવી

એટલુ જ નહિ પ્રથમ વિશ્વયુદ્ધ પહેલા ૧૯૧૨ મા

આફ્રિકા ખાતે તેમણે પોતાની પેઢીની શાખા સ્થાપવા સાથે જીનેરીઓ બાંધ્યા પછી તેમના જાણવામાં આવ્યું કે ત્યાંના વ્યાપારીઓ ત્યાંના વતનીઓ (Natives)ને જાતમાં, ભાવમાં, વજન અને હિસાબ વિ. માં લૂંટી રહયા છે ત્યારે સર પુરૂષોત્તમદાસને ભારે દુઃખ થયું.

આથી યુદ્ધ બાદ ૧૯૨૩ માં જ્યારે તેમની પેઢીવાળા ભાઇશ્રી ચીમનલાલને આફ્રિકા મોકલ્યા ત્યારે આ બધી લુંટની વાત કરી સર પુરૂષોત્તમદાસે તેમને સ્પષ્ટ જણાવી દીધું 'જુઓ, આપણે એવી ખોટી કમાણી કરવી નથી, પણ પ્રમાણીકપણે ધંધો કરવો છે. કારણ કે જે ધંધામાં નીતિ જળવાય એજ ધંધો કામનો ને એવોજ ધંધો આપણે કરવો છે. આટલું લક્ષમાં રાખીને ત્યાં ધંધો કરજો ને તેને ખીલવજો!' અને ભાઇશ્રી ચીમનલાલે આફ્રિકા જઇને આ સચ્ચાઇ અને પ્રમાણીકતાના નિયમનું પાલન કર્યું; પરિણામે આફ્રિકામાં તેમના ધંધાનો સારા પ્રમાણમાં વિકાસ થયો એ સાથે તેમની પ્રતિષ્ઠા પણ વધવા પામી. ત્યાંની સરકારે શ્રી. ચીમનલાલને એક્ઝીક્યુટીવ કાઉન્સીલર નીમ્યા તેમજ ત્યાંની ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ નીમ્યા. શ્રી. ચીમનલાલના અભિપ્રાય ઉપર ત્યાંની સરકાર વધારે વજન રાખતી.

અને આમ ખંત, વ્યાપારી કુનેહ અને આ સચ્ચાઇએ તેમને શ્રેષ્ટ વ્યાપારી પ્રતિકરૂપે માત્ર ગુજરાતી તરીકે જ નહિ પણ હિંદી તરીકે આગળ લાવી મૂક્યા છે ને તેમની આ પ્રતિભા આગળ ભલભલા નમી પડે છે.

આમ છતાં તેઓ ગુજરાતના છે ને ગુજરાતને કદીય ભૂલ્યા નથી; એ તેમની એક બીજી મહાન વિશેષતા છે.

## દીર્ઘદૃષ્ટ પગલું

ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે યતો સત્ય યતો ધર્મો એટલે કે "જ્યાં સત્ય, ધર્મ, ઇશ્વર વિરોધી કાર્યમાં શરમ અને હૃદયની મગળતા હોય છે ત્યાં શ્રી કૃષ્ણ રહે છે અને જ્યા શ્રીકૃષ્ણ રહે છે ત્યાં નિ શંક વિજય છે" એમ સર પુરૂષોત્તમદાને જીવનના પ્રત્યેક સોપાને વિજય મેળવ્યો છે અને પોતાની જ પેઢીનો નહિ પણ રૂના ધંધાનો વ્યવસ્થિત વિકાસ સાધી દેશ પરદેશમાં જે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે એની પાછળ તેમની જેટલી સચ્ચાઇ, કાર્યદક્ષતા, નિષ્પક્ષપાતપણું અને વ્યાપારી કુનેહ છે તેટલીજ દીર્ઘદ્રષ્ટિ પણ છે.

તેમના આ દીર્ઘદ્રષ્ટપણાનો પ્રથમ નમુનો શીવરી કોટનગ્રીન છે.

અંગ્રેજ વ્યાપારીઓ માટે સગવડરૂપ આ રૂ-બજાર પહેલા કોલાબામા હતું પણ આ ધંધાની શરૂઆત સાથે રૂના વ્યાપારનો કાબુ સર પુરૂષોત્તમદાસના પ્રયત્નના પરીણામે

હિંદીઓના હાથમાં આવતાં તેમણે જોયું કે કોલાબા પરના ગોડાઉનમાંથી ગાંસડીઓ લાવ લઇ જા કરવાની ખાસ કરીને ચોમાસામાં ભારે હેરાનગતિ અને મુશ્કેલીઓ વેઠવી પડે છે. ને ઘણી વખત માલ પલળીને ખરાબ થઇ જતાં વ્યાપારીઓને આર્થિક નુકશાનીમાં ઉતરવું પડે છે.

આનો ઉપાય શો ? સર પુરૂષોત્તમદાસના મનમાં આ વિચાર દિવસો સુધી ઘોળાયા કર્યો અને અંતે તેમણે શિવરી ખાતેની જગ્યા પસંદ કરી ત્યાં કોટનગ્રીન ઉભું કરવાનો નિર્ણય કર્યો.

પરંતુ હંમેશા શરુઆતમાં બને છે તેમ કેટલાક વ્યાપારીઓએ આ વાતનો વિરોધ કર્યો અને એ વિરોધના વંટોળે રૂ બજારમાં એક જાતની આંધી ઉભી કરી; પરંતુ એ આંધીથી સર પુરૂષોત્તમદાસ ન ગભરાયા કે ન તો પોતાના નિશ્ચયમાંથી ડગ્યા.

એક રીતે નહિ તો બીજી રીતે વ્યાપારી કુનેહથી તેમણે વ્યાપારીઓને સમજાવ્યા ને અંતે તેમને આ પ્રથમ દીર્ઘદ્રષ્ટ. પગલામાં સફળતા મળી.

શિવરી પર ૨૦ લાખના ખર્ચે આધુનીક ગોડાઉનો સાથે કોટનગ્રીનનું ભવ્ય મકાન બંધાયું ને કોલાબાનું રૂ બજાર શિવરી ખાતે ખસેડાયું. પરિણામે આજે હવે વ્યાપારીઓને ખાત્રી થઈ છે કે કોલાબા કરતાં શીવરી વધારે સગવડતાભર્યું હોઈ રૂ બજાર શિવરી ખસેડાયું તે ઘણુંજ સારૂં થયું છે. એટલું જ નહિ તેમનાં આ દીર્ઘદ્રષ્ટ ને ભગીરથ પ્રયાસના પ્રતિકરૂપ કોટનગ્રીન ખાતે તેમની અર્ધપ્રતિમા સ્થાપી વ્યાપારીઓએ તેમનાં આ પ્રયાસની કદર કરી છે.

શિવરી પછીનુ તેમનુ એવુ બીજુ પગલુ કોટન એક્ષચેન્જ માટેના મકાનનુ હતુ ને આજે તેમના પુરૂષાર્થના પ્રતિકરૂપ કાલબાદેવી પર મારવાડી બજારમા ૧૭ લાખના ખર્ચે બધાયેલુ કોટન એક્ષચેન્જનુ ભવ્ય મકાન સૌ કોઇનુ ધ્યાન ખેચી રહે છે

આમ છતા આ ક્ષેત્ર બહારના કોઇને ભાગ્યેજ કલ્પનામા હોય એવા આ ભવ્ય મકાનમાથી રોજ લાખોના સોદા થાય છે ને તેની અસર દેશના અર્થકારણ પર જ નહિ સામાન્ય જીવન અને રાજકારણ પર પણ થાય છે

એટલે સ્વાભાવિક જ એમાથી અનેક મુશ્કેલ પ્રશ્નો ઉભા થાય છે ને એસોસીએશન સમક્ષ આવતા આવા કોઇ પણ પ્રશ્નનો સર પુરૂષોત્તમદાસ ઘણીજ ઝીણવટથી અભ્યાસ કરી તેનો નિષ્પક્ષપાત રીતે ઉકેલ આણે છે અથવા તો રૂના વેપારને નુકશાન થાય, કોઇ આસામી ખેલા કરે કે કોરનર કરે ને એ અગર બીજા કોઇ કારણે કઇ કટોકટી ઉભી થાય ત્યારે સમસ્ત વ્યાપારનુ હીત સચવાય એ રીતે તેઓ નિષ્પક્ષ સલાહ આપી ભારે કુનેહપુર્વક તેનો નિવેડો લાવે છે ને તેમની આવી સલાહનો ભાગ્યેજ કોઇ ઇન્કાર કરે છે એટલુ જ નહિ પણ ઘણા સજોગોમા સરકાર પણ તેની સલાહ-સુચના સ્વીકારે છે ને લે છે

આથીજ આજે આ બજારમા બબ્બે કરોડના કલીયરીંગ કઇપણ મુશ્કેલી વગર થાય છે અને તે સર પુરૂષોત્તમદાસની દીર્ઘદ્રષ્ટિ અને વ્યવહારીક કુશળતાને આભારી છે

આજની જાહોજલાલીમા અને મુંબઈની વિવિધ પ્રવૃત્તિએ મા એમના અનેકવિધ પ્રયત્નો પુરાયા છે

તેજીના પૂરમા કે મદીની ઓટમા એમણે માત્ર વ્યાપારીઓના જ નહિ પણ સર્વસામાન્ય હિતને આચ ન આવે એ જોયું છે ને ધ્યેયલક્ષી વ્યાપારી પ્રવૃત્તિ સાથે સમસ્ત વ્યાપારી આલમને પ્રેરણારૂપ ઉચ્ચકક્ષાની નીતિમત્તાનો પાયો નાખ્યો છે

એટલુજ નહિં તેઓ માને છે કે શહેરી તરીકે સરકારને સાચો સહકાર આપવો અને કાયદો ગમે તેવો હોય પણ સરકાર સામે હલકી વૃત્તિ ન રાખી શકાય કે કોઈ પણ સજોગોમા માનવ ધર્મ ન ચૂકી શકાય વાસ્તવમા એમની સફળતા અને સર્વપ્રિયતાનુ આ એક કારણ છે

આ સિધ્ધાત સાથે અનેક વ્યાપારી રોકાણો અને જવાબદારીઓ છતા સૌથી પહેલા ૧૯૧૯ મા તેમણે મુબઈની જનતાની સેવા બજાવી સર્વાંગી રાષ્ટ્ર સેવાની દિશામા વ્યાપક પ્રવૃત્તિના મડાણ કર્યાં

પ્રથમ વિશ્વયુદ્ધનો એ સમય હતો ને સરકાર યુદ્ધની એ આધીમા અટવાયેલી હતી અને પ્રત્યેક ચીજ વસ્તુઓની જેમ અનાજના ભાવ પણ આસમાને ગયા હતા, પરિણામે સામાન્ય જનતાને જીવન અસહ્ય થઇ પડ્યુ હતુ આમ છતા સરકારે રાહતના કશાજ પગલા ન લીધા

સર પુરૂષોત્તમદાસનુ હૈયું આ સ્થિતિ જોઈને દ્રવી ઉઠ્યું, તેમણે સરકાર સામે વિરોધનો અર્થહીન પોકાર

કરવાને બદલે સર મથુરાદાસ વિ. મિત્રો સાથે મળીને ફંડ ઉભું કર્યું ને લતે લતે સસ્તા અનાજની દુકાનો ખોલી ફંડના મંત્રી અને ખજાનચી તરીકેની કામગીરી બજાવી મુંબઈની જનતાને રાહત આપી એ કટોકટીમાંથી ઉગારી લીધી.

મુંબઈની આ સેવાની કદર રૂપે તેમને ૧૯૨૦ માં 'શેરીફ'નું માનભર્યું પદ આપવામાં આવ્યું અને આ સ્થાને રહીને તેમણે મુંબઈની જનતાની અનેકવિધ સેવા કરી.

પરંતુ આ પહેલાં તેમની વ્યાપારી કુનેહથી આકર્ષાઈને સરકારે ૧૯૧૨માં તેમને 'કૈસરે-ઇ-હિન્દ'નો ચંદ્રક એનાયત કર્યો હતો અને એ પછી ૧૯૧૮-૧૯માં સી. આઈ. ઇ. નો ખિતાબ પણ એનાયત કર્યો હતો. આ સમય દરમ્યાન મુંબઈ ધારાસભાના સભ્ય તરીકે ધારાધોરણમાં તેમણે પ્રશંસનીય કામગીરી બજાવી હતી.

આ પછી ૧૯૨૦-૨૧ માં ઇન્ડીયન રેલવે માટેની એકવર્થ સમિતિના સભ્ય તરીકે કામગીરી બજાવી તેમણે રેલવે વહિવટમાં રહેલી ખામીઓ પ્રત્યે ભારે વિરોધ કરી તેની સુધારણા માટે અનેક મહત્વના અને વ્યવહારૂ સૂચનો કર્યા. આ વખતે તેઓ હાલના મુંબઈના ગવર્નર સર ગિરિજાશંકર બાજપાઈ વિ. મહાનુભાવોના સંપર્કમાં આવ્યા ને સૌને પોતાના પ્રતિ આકર્ષ્યા.

૧૯૨૨-૨૩ માં કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય ઉપરાંત ઇન્ચકેપ સમિતિના સભ્ય તરીકે તેમણે સરકારી ખર્ચના બોજા સામે ભારે વિરોધ ઉઠાવી ખાસ કરીને લશ્કરી ખર્ચમાં

કાપકુપ કરીને હિંદની ગરીબ જનતા ઉપાડી શકે એવો ખર્ચનો બોજો હળવો કરવાની મજબુત લડત ચલાવવાની મહત્વની કામગીરી સાથે જે આર્થિક સૂચનો કર્યા એની સરકાર પર ઊંડી છાપ પડી એટલુંજ નહિ અંગ્રેજ નાણા નિષ્ણાતો માટે તેમના આ સૂચનો ખતપત્ર સમાન થઇ પડવા સાથે અંગ્રેજ સરકારની આર્થિક નીતિના ઘડતરમાં પણ તેની પાછળથી ભારે અસર પડી

આ સમય દરમ્યાન ૧૯૨૧ મા અમેરિકા ખાતે મળેલ અખીલ વિશ્વ રૂ પરિષદમા ભારતના પ્રતિનિધિ તરીકે ભાગ લઇ તેમણે આ ક્ષેત્રમા ભારતનુ દ્રષ્ટિબિન્દુ રજુ કરી આ પરિષદમા પોતાનો પ્રભાવ પાડયો હતો

૧૯૨૪ થી ૩૦ સુધી મધ્યસ્થ ધારાસભામા હિંદી વેપારી મંડળના પ્રતિનિધિ તરીકે તેમણે વ્યાપારી ઉદ્યોગની સાથે સાથે હુંડિયામણના દરની યાદગાર લડત કરી હતી અને એ પછી તેઓ આ અંગેના હીલ્ટન યંગ કમીશન અને તે બાદ ૧૯૨૬ મા રોયલ કમીશન ઓન કરન્સી અને એક્ષચેન્જના સભ્ય નિમાયા હતા આમ સર પુરૂષોત્તમદાસની કામગીરી અને પ્રભાવ ઉત્તરોત્તર વધતા જતા હતા

આ સમયે ૧૯૨૮–૨૯ મા ગુજરાતમા દુષ્કાળની પરિસ્થિતિ સર્જાતા તેઓ ગુજરાતની વહારે ધાયા અને ગુજરાત દુષ્કાળ રાહત ફંડના પ્રમુખ તરીકેની કામગીરી બજાવી ગુજરાતની જનતાને દુષ્કાળની આ મહામુસીબતથી ઉગારી લીધી

૧૯૨૮ થી ૩૧ સુધી ફેડરેશન ઓફ ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર્સ ઓફ કોમર્સ અને ઇન્ડસ્ટ્રીઝના પ્રમુખ તરીકે રહી તેમણે વેપારી આલમની સેવા કરવા સાથે ફેડરેશનના પ્રતિનિધિ તરીકે ઐતિહાસિક ગોળમેજીમાં ભાગ લીધો. ૧૯૫૨ ના માર્ચથી તેઓ આ ફેડરેશનના માનદ્ સભ્ય તરીકે હજુયે આવશ્યક સેવાઓ આપી રહ્યા છે

આ ઉપરાંત હિંદી વેપારી મંડળના પ્રમુખ તરીકે ઉપરા ઉપરી ત્રણ વખત ચુંટાઇને તેમણે વેપારી આલમની કરેલી સેવા જાણીતી છે. આ સમય દરમ્યાન ૧૯૩૦ માં ઇન્ડીયન સેન્ટ્રલ બેંકીંગ ઇન્કવાયરી કમીટીના ઉપપ્રમુખ તરીકે તેમણે બેંકીંગના ક્ષેત્રમાં મહત્વની કામગીરી બજાવી હતી. એટલુંજ નહિ ઇમ્પીરીયલ બેંકના ડીરેકટર અને તે બાદ ૧૯૩૫ માં રીઝર્વ બેંકની સ્થાપના થતા તેના ડીરેકટર તરીકે આજસુધી તેઓ આ ક્ષેત્રમાં પોતાની સેવાઓ આપી રહ્યા છે. વાસ્તવમાં રીઝર્વ બેંકની સ્થાપના તેમના પ્રયત્નોને આભારી છે એમ કહી શકાય.

એટલે કે ૧૯૩૧ માં કેટલોક વિરોધ વહોરી લઇને પણ તેઓ હિંદી ગોળમેજી પરિષદમાં ગાંધીજી સાથે અને જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીની બેંકીંગ સબ કમીટીમાં નિમાતા તેઓએ રીઝર્વ બેંકની સ્થાપનાનો પ્રશ્ન ચર્ચ્યો હતો ને આખરે ૧૯૩૫ માં તેને મૂર્ત સ્વરૂપ મળ્યું.

આ સમય દરમ્યાન ૧૯૩૨ થી ૩૩ સાર્વજનીક એજ્યુકેશન સોસયટી સુરતના પ્રમુખ નીમાતા તેમણે આ દિશામાં સારૂં એવું માર્ગદર્શન કર્યું હતું. તેમજ પ્રખ્યાત ઓરી-

મુંબઇની જનતાની જે સેવા કરી છે એ નોંધનીયજ નહિ ભારે ગૌરવરૂપ છે. આ ઉપરાંત તેઓ ઇન્ડીયન રેડીયો અને કેબલ કોમ્યુનિકેશનના ચેરમેન અને ૧૯૩૯ થી એન્ટીટ્યુબરક્લોસીસ એસોસીએશનના ઉપપ્રમુખ ઉપરાંત ધંધાદારી ક્ષેત્રે ૭૦ થી ૭૫ વ્યાપારી કંપનીઓના ડીરેકટર તેમજ ચેરમેન છે.

આમ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સર પુરૂષોતમદાસની પ્રવૃતિનો વ્યાપ થયો છે. એ પ્રવૃતિઓ પાછળની કામગીરીનો અને એની મહત્તાનો ખ્યાલ આપવો શકય નથી, સહજ પણ નથી.

વાસ્તવમાં આ વ્યાપક પ્રવૃત પાછળની કામગીરીનો વ્યાપક અનુભવ અને આઘાત પ્રત્યાઘાતોનું તેઓજ સફળ આલેખન કરી શકે.

અને કોઇ ભાવી ઇતિહાસકારજ એમની આ જીવન વ્યાપી પ્રવૃતિ પાછળની રાષ્ટ્રિય મહત્તાનું સાચું મુલ્યાંકન કરી શકશે.

આમ છતાં આ બધી પ્રવૃતિઓ પાછળ તેમનું વિશિષ્ટ વ્યકિતત્વ જ નહિ પણ નિસ્વાર્થ વૃતિ, અડગતા, કુનેહ, સેવાભાવના અને કર્તવ્યશીલતાનો જે વિરલ સમન્વય થયો છે તેમાં સુભગ દર્શન થયાં વિના રહેતા નથી.



સર પુરશોતમદાસના સુપુત્રી અ સૌ. પદ્માબ્હેન અને તેમના પતિ
શેઠશ્રી રમણલાલ સરૈયા. પાછળ તેમના બે પુત્રો ડાબી બાજુથી
ભાઈશ્રી ભરત સરૈયા અને ભાઈશ્રી પ્રતાપ સરૈયા જણાય છે.

## ધંધાદારી ક્ષેત્રે

કહે છે કે આપણા વ્યાપારની યોજના પશ્ચિમે ફેંકી દીધેલા ખુલ્લા વ્યાપારના સિદ્ધાંત પર રચાઇ છે; પણ સર પુરૂષોત્તમદાસની બાબતમાં આ કથન સાવ ખોટું ઠરે છે.

કારણ કે કોઇ નવી વસ્તુને જેવી ને તેવી અપનાવીને કોઇ દેશ પોતાની પ્રતિભામાં વધારો કરી શકયો નથી, કરી શકે પણ નહિ. એટલે નવી વસ્તુને પોતાના વાતાવરણને યોગ્ય ફેરફાર અને સુધારા વધારા સાથે અપનાવવી જોઇએ. આ વસ્તુનો સર પુરૂષોત્તમદાસને સારી રીતે ખ્યાલ છે.

એટલે કે ભૂતકાળમાં આપણે એ રીતે કર્યું છે. અન્ય ધર્મો અને સંસ્કૃતિઓને આપણે આપણી રીતે ઘટાવીને આપણી સંસ્કૃતિમાં ઉતાર્યા છે. એજ રીતે સાંકડા વાડામાં પુરાઇ રહેવાને બદલે સર પુરૂષોત્તમદાસે નીતિશાસ્ત્રમાં ઉલ્લે-ખાયેલ ધર્મપ્રધાન પૂર્વની સંસ્કૃતિ અને અર્થપ્રધાન પશ્ચિમી સંસ્કૃતિનો સુમેળ સાધવાની પાત્રતા અને શકયતા

ધંધાદારી ક્ષેત્રમાં અદ્વિતીય વિકાસ સાધીને સિદ્ધ કરી બતાવી છે.

જાહેર વ્યાપક પ્રવૃત્તિની સાથે સાથે તેમની ધંધાદારી પ્રવૃત્તિ પણ એટલીજ વ્યાપક રહી છે. આ દિશામાં કોઈ પણ ક્ષેત્ર તેમણે બાકી રાખ્યું નથી; એટલુંજ નહિ પ્રત્યેક ક્ષેત્રમા પુરા જ્ઞાન, ઝીણવટભરી દેખરેખ અને વ્યાપારી કુનેહથી ઉત્તરોત્તર વિકાસ સાધ્યો છે.

આમ છતાં તેમનો મુખ્ય ધંધાકીય વ્યવસાય તો રૂનો રહયો છે ને પોતાની કાર્યદક્ષતાથી તેમની નારણદાસ રાજારામની પેઢીને ખ્યાતનામ પ્રગતિશીલ બનાવી છે.

આ ઉપરાંત લગભગ ૭૦ થી ૭૫ કંપનીઓના તેઓ ડીરેકટર ને કેટલીકના ચેરમેન પણ છે ને એમાં ૩૨ જેટલી તો કોટન ફેકટરીઓ હોઇ સ્વાભાવીકજ કોઇને પ્રશ્ન ઉઠે કે પુરૂષોતમદાસ આટલી બધી સંસ્થાઓ શી રીતે ચલાવી શકે છે?

આ પ્રશ્નનો જવાબ શોધવો બહુ મુશ્કેલ નથી, કારણ કે મર પી. ટી. કહે છે તેમ તેમનુ કામ ડીરેકટોરીયલ અને ફિનાન્શીયલ છે, વહીવટી નહિં. એટલે કે તેઓ આ બધી કંપનીની સામાન્ય નીતિ ઉપર દેખરેખ રાખે છે ને જરૂર પડયે આવશ્યક પગલા કે તેને માર્ગદર્શન આપે છે

આ બધા પાછળ બ્રિટીશ સફળતાનો ચાવીરૂપ સિધ્ધાંત જણાઈ આવે છે. આ સિદ્ધાંત છે 'અગત્યની બાબત એ છે કે સાચો માણસ મેળવો અને તેમનામાં વિશ્વાસ રાખો'

વાસ્તવમાં એ બધી સંસ્થાઓએ સાચો માણસ મેળવ્યો છે ને તેમનામાં વિશ્વાસ રાખ્યો છે. અને સર પુરૂષોત્તમદાસ એ વિશ્વાસને પુરા પાત્ર બન્યા છે ને સાચા માણસ તરીકે પુરવાર થયા છે. આમ છતાં તેમણે કદી દેશ હિત વિસાર્યું નથી; કે નથી તો કદી અપ્રમાણીકતાનો આશરો લીધો. પરંતુ ધ્યેયલક્ષી વ્યાપારી પ્રવૃત્તિ સાથે સમસ્ત વ્યાપારી આલમમાં ઉચ્ચ કક્ષાની નીતિમતાનો પાયો નાખ્યો છે.

યુદ્ધ દરમ્યાન ખોટી રીતે નાણું એકઠું કરવાની તક મળતાં ઘણાંયે ભાન ભૂલ્યા હશે; અને પરિણામે કેવી વિષમ પરિસ્થિતિ ઉભી થવા પામી હતી એ સૌ કોઇ જાણે છે, એટલું જ નહિં એ વિષમતાના ચક્કરમાંથી દેશ હજુયે પૂરો બહાર આવી શકયો નથી; પણ સર પુરૂષોત્તમદાસ વિષે કોઇને સ્વપ્ને પણ એવો ખ્યાલ નહિં આવે.

અને તે સાવ સાચું છે, કારણ કે તેમણે આવી હીન વૃત્તિ કદી રાખી નથી. અને એટલેજ તો તેમણે આટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે અને એટલેજ તેમનો પ્રત્યેક ક્ષેત્રે પ્રભાવ પડે છે ને પ્રત્યેક તેમની સલાહ માન્ય રાખે છે.

આમ વ્યાપક વિકાસ સાધ્યા પછી ૧૯૪૪માં તેમણે પોતાની પેઢી નારણદાસ રાજારામ એન્ડ કાં. ને લીમીટેડમાં ફેરવી અને ત્યારથી તેઓશ્રી એના ચેરમૅન છે ને નોકરો પ્રત્યે તેઓ હંમેશાં સ્વજન જેવો સંબંધ રાખી તેમના અંગત વ્યવહારમાં જરૂર પડયે હાર્દિક ભાગ લે છે, એટલું જ નહિ પેઢીની કમાણીમાં તેમને ભાગીદાર ગણે છે.

એટલે જ તો જ્યારે તેમણે પોતાની આ પેઢીનું લીમીટેડમાં રૂપાંતર કર્યું ત્યારે સ્ટાફના ૨૭યોને શેરહોલ્ડરો બનાવી રીતસરનાં ભાગીદાર બનાવ્યા છે.

એટલું જ નહિ પોતાને ત્યાં કામ કરતા શ્રી. ચંદુભાઈ વખારીયા અને શ્રી નટવરલાલ માણેકલાલ બજાજને જેઓ પેઢી મારફત રૂની મુકાદમી કરતા તેઓ બન્નેની ૧૯૪૨ ના માર્ચમાં પેઢી ઊભી કરાવી તેમને સોંપી દેવાની ઊદારતા દાખવી.

બેશક આ કાર્ય મૂડીવાદી માનસના પરિપાક રૂપે તો નહોતું જ કે નતો એની પાછળ લૂખા સમાજવાદી વિચારો હતા; ત્યારે શું હતું?

એનો જવાબ આપણને ગાંધીજીના ટ્રસ્ટીપણાના સિદ્ધાંતમાંથી અને ભારતીય સંસ્કૃતિના આદર્શમાંથી મળી રહે છે.

## યાદગાર લડત

સહકાર એ જીવનનું મહત્વનું અંગ અને પ્રગતિનું પ્રથમ સોપાન છે. આ સિદ્ધાંત હેઠળ સર પુરૂષોત્તમદાસ શહેરી તરીકે સરકારને સાચો સહકાર આપવામાં માને છે; આમ છતાં વખત આવ્યે સર્વસામાન્ય અને વ્યાપારી હિતમાં સરકાર સામે લડવામાં પણ તેઓ કદી પાછા પડયા નથી.

અને આવી કોઇ પણ લડત બહાર રહીને કરવાં કરતાં અંદર રહીને વધારે સારી રીતે કરી શકાય એમ તેઓ માને છે.

આ વિશિષ્ટ સિદ્ધાંત હેઠળ બોમ્બે કોટન ટ્રેડ એસોસીએશનમાં પ્રવેશીને તેમણે અડ્ડો જમાવી બેઠેલા અંગ્રેજ વ્યાપારીઓ સામે લડત ચલાવી તેમના ગાંસડા પોટલા ઉંચકાવ્યા ને એજ રીતે પોર્ટટ્રસ્ટ પર હિંદીઓનો કાબુ જમાવી જહાજી વ્યાપારની દિશામાં ગૌરવનીય કહી શકાય એવી સિધ્ધિ પ્રાપ્ત કરી છે; એટલું જ નહિં એ સમયમાં

તાતા આયર્ન કંપની અને બીજી કંપનીઓ નબળી પડતા તેમણે સરકાર પાસેથી આવશ્યક સહાય મેળવવામા સગીન કાળો આપ્યો હતો

આ ઉપરાંત એકવર્થ કમીટીને નામે જાણીતી ઇન્ડીયન રેલવે કમીટીના સભ્ય તરીકે ૧૯૨૦ ૨૧ મા રેલવે અંગેના સુચનાઓ અને રેલવે બજેટને સામાન્ય બજેટથી જુદુ પાડવાની કરેલી ભલામણ અને સરકારે તેનો કરેલો સ્વીકાર તથા ૧૯૨૨ ૨૩ મા ઇંચકેપ કમીટીના નામથી સુપ્રસિદ્ધ કાપકુપ સમિતિના એક સભ્ય તરીકે તેમણે બજાવેલી કામગીરી અને એને પરિણામે મધ્યસ્થ સરકારના ખર્ચમા થયેલ ૨૦ કરોડ રૂપિયાનો બચાવ તેમના પ્રયત્ન, બુધ્ધિ કૌશલ્ય અને નિડરતાને આભારી હતો

પણ આ બધામા સરકારની સાથે સહકારમા રહીને સરકાર સામે તેમણે ચલાવેલી હુંડિયામણની લડત યાદગાર અને દેશના આર્થિક ઇતિહાસની મહત્ત્વની બીના છે કે જ્યારે કૃત્રિમ હુંડિયામણની ચલણનીતિની કરામત વડે બ્રિટીશ સરકાર અને બ્રિટીશ વ્યાપારીઓ કરોડોની રકમ ખેડુતો અને વ્યાપારીઓના ગજવામાથી ઉપાડી જતા હતા, આમ છતા દેશના મોટા ભાગના જનસમુદાયને ભાગ્યેજ એનો ખ્યાલ હતો

સર પુરુષોત્તમદાસે આ ખૂબી ભરી જંગી લૂંટ જોઈ અને હિંદી વેપારી મંડળના પ્રતિનિધિ તરીકે ૧૯૨૪ મા મધ્યસ્થ ધારાસભા નિમાતા તેમણે ૧૮ ને બદલે ૧૬ પેન્સના

રૂપિયાનો હુંડિયામણનો જુનો દર ઠરાવવાનું બીલ પેશ કરી આ શાહી લૂંટ સામે પોકાર ઉઠાવ્યો.

અને સ્વાભાવીકજ આ બીલ સામે ફફડી ઉઠેલી સરકાર અને બ્રિટીશ વ્યાપારીઓએ મોરચા માંડયા. પણ એ સામે સર પી. ટી. એ વ્યવસ્થિત ઝુબેશ ચલાવી ને મહાસભા પણ સચેત બની.

કારણ કે ફાઉલર કમીશનની ભલામણ પ્રમાણે મહાયુદ્ધ પહેલાં ૧૮૯૯ માં હિંદ અને ઇંગ્લેન્ડ વચ્ચે હુંડીનો દર ૧૬ પેન્શનો રહે એ રીતે રૂપિયાની કિંમત ઠરાવવામાં આવી હતી, પણ યુદ્ધ દરમ્યાન રૂપિયાનો ભાવ ઉંચે ચડતો ગયો. ભારે ઉથલપાથલના સંજોગોમાં આ સાવ સ્વાભાવીક હતું, પરંતુ યુધ્ધ બાદ ઘટેલી અસરને પરિણામે હુંડિયામણના ભાવ પાછા ફર્યા; આમ છતાં સરકારે ૧૯૨૦માં ૨૪ પેન્શનો રૂપિયો ઠરાવ્યો. પણ એ ભાવ માત્ર પોથીનો કાયદો બની રહ્યો: કારણ કે પરિસ્થિતિ અંકુશની બહાર હતી આમ છતાં સરકારે ૧૮ પેન્શનો કૃત્રિમ ભાવ ટકાવી રાખ્યો. સરકારી આંકડા મુજબ આ ભાવ ટકાવવા માટે હિંદી સરકારે બીજા પચાસ કરોડનું પાણી કર્યું હતું. જ્યારે બીજી બાજુ આ કૃત્રિમ ભાવથી દેશના વ્યાપાર ઉદ્યોગને અને ખેડુતોને જબ્બર ફટકો પડી રહયો હતો.*

* પ્રો. કે ટી. શાહની ગણતરી પ્રમાણે ૧૮૯૩ થી ૧૯૩૦ સુધીના ૩૭ વર્ષમાં સરકારની આ ચલણ નીતિથી દેશને ૧૭૦૦ કરોડનું નુકસાન થયું હતું.

એટલે કે જ્યારે જમીન મહેસુલનાં આકરા બોજા ઉપરાંત દેવાના બોજા હેઠળ ખેડૂત વર્ગ મરી રહયો હતો ત્યારે આવી કૃત્રિમ હુંડિયામણના દરની નીતિથી તેમના પર ૧૨ાા ટકાનો હંમેશનો બોજો કોઇ પણ રીતે ઇચ્છનીય નહોતો, એટલું જ નહિ વ્યાપાર ઉદ્યોગની જ્યારે કફોડી હાલત હતી ત્યારે ૧૮ પેન્શના આ દરથી પરદેશી કારખાનાવાળાઓએ ૧૨ાા ટકાનો લાભ આપવો એ કોઇપણ રીતે દેશના હિતમાં નહોતું. સામાન્ય વ્યાપારી ગણતરી પ્રમાણે જોઇએ તો એક વ્યાપારીને પરદેશથી મળનારા એક હજાર પાઉન્ડના ૧૬ પેન્શના દર પ્રમાણે પંદર હજાર રૂપિયા મળે જ્યારે ૧૮ પેન્શના દરના હિસાબે ૧૩૩૩૩-૫-૪ મળે. આમ દેખીતી રીતે એક હજાર પાઉન્ડ પાછળ દેશને ૧૬૬૬-૧૦-૮ નું નુકશાન થાય.

આમ આ સવાલ માત્ર શુષ્ક શાસ્ત્રીય ચર્ચાનો નહિ પણ આર્થીક અને ઔદ્યોગીક રીતે દેશને ગંભીર અસર કરનારો હોઇ સર પુરૂષોત્તમદાસે કૃત્રિમ હુંડીયામણની ચલણ નીતિ સામે ઉપાડેલી ઝુંબેશ દેશના ભાવીની દિશામાં એક અગત્યનું પગલું હતું.

આ ઝુંબેશને પરિણામે મુંબઇમાં આ પ્રશ્ન અંગે જબ્બર ઉહાપોહ થયો ને એની સાર્વત્રીક અસર પડી. પરિણામે પારસ્થિતિ પામી જઇને સરકારે નાણાં ચલણ અને હુંડિયામણની તપાસ માટે હીલ્ટન યંગના વડપણ હેઠળ 'રોયલ કમીશન ઓન ઇન્ડીયન કરન્સી અને ફીનાન્સ'

નામના શાહી પંચની નીમણુંક કરી અને તેમાં એક સભ્ય તરીકે સર પુરૂષોત્તમદાસને પણ લેવામાં આવ્યા અને લાંબી તપાસના નાટકના અંતે આ શાહી કમીશને ૧૮ પેન્શના દરના હુંડિયામણની ભલામણ કરી; કારણ કે આ શાહી કમીશનના યુરોપિયન સભ્યોને તો ઈંગ્લેન્ડનું હિત જાળવવું હતું.

પણ સર પુરૂષોત્તમદાસ પંચની આ ભલામણોની વિરૂદ્ધ પડ્યા. તેમણે સરકારની આ ચલણ નીતિ સાથે સંકળાયેલ દરેક પ્રશ્ન અને પરિસ્થિતિની ઝીણવટભરી છણાવટ સાથે અલગ વિરોધ નોંધ લખીને પોતાનો અભિપ્રાય આપ્યો અને આ કૃત્રિમ હુંડિયામણથી ખેડુતોને અને વેપાર ઉદ્યોગને જે પારાવાર નુકશાન થઇ રહ્યું છે તે દાખલા દલીલો સાથે સાબીત કરી આપી સરકારના હઠાગ્રહનો પરપોટો ફોડી નાખ્યો ને ફાઉલર કમીશને સૂચવેલ ૧૬ પેન્શનો દર કાયમ રાખવા વિનંતી કરવા સાથે ૧૮ પેન્શનો દર રાખવાથી કેવી ભયંકર પરિસ્થિતિ થશે તે પરત્વે સરકારને સ્પષ્ટ રીતે ચેતવણી આપી.

સર પુરૂષોત્તમદાસની આ નોંધ પ્રમાણે હિંદના વેપારી વર્ગો અને વ્યવસ્થિત મંડળો તરફથી સોનાના ધોરણવાળા પશ્ચિમના દેશોની હરોળમાં રહેવા માટે થયેલી માંગ પ્રમાણે હિંદમાં સોનાનું ધોરણ દાખલ કરવા અને રૂપિયાના સિક્કા છુટથી પાડવાનું બંધ કરવા માટેની તપાસનું કાર્ય ૧૮૯૩માં હર્શેલ કમીટીને સોંપાયું હતું. આ કમીટીએ હિંદી સરકારની

સરખામણી એ કિંમતના રૂપિયા સાથે થઇ હતી ૧૯૦૦મા એવો પ્રયત્ન થયો હતો કે રૂપિયાની કિમત વધારીને ૧૧.૩૦૦૧૬ ગ્રેન જેટલી ઠગાવવી. આ ફેરફાર કરવા માટે કાયદો કરવામા આવ્યો, પણ વ્યાપારના વ્યવહારમા એ કદી અમલમ આવ્યો નહિ"

આગલ ચાલતા તેમણે જણાવ્યુ "જેમ લબાઇ કે વજનના ધોરણમા કાઇ ફેરફાર કરવામા આવે તો તે અન્યાય જ ગણાય, તે જ પ્રમાણે કિંમતના ધોરણમા ફેરફાર કરવાથી પણ અન્યાય જ થાય"

"જો રૂપિયાની કિમત બદલીને ૧૮ પેન્સ જેટલી રાખવામા આવે તો તેથી દેવાદાર વર્ગના મોટા ભાગને નુકશાન થાય અને લહેણદાર વર્ગને લાભ થાય, એટલે દેવાદારને ભોગે લહેણદાર વર્ગને એવી રીતે નાહક લાભ અપાવવાનું કાઇ પણ વ્યાજબી કારણ હુ કલ્પી શકતો નથી બીજા કોઇ પણ દેશની સરખામણીમા હિંદમા દેવાદાર વર્ગ સૌથી મોટો અને સૌથી વધારે હાજતવાળો છે અને તે વર્ગને માટે પોતાને કાળજી અને ચિંતા છે એમ સરકાર જણાવતી આવી છે, તો પછી એ વર્ગને નુકશાન કરે એવા પગલા ભર્યા વગર ન ચાલે એવો શો પ્રસગ હમણા છે? અમારી તપાસ દરમ્યાન કોઇ પણ વેળા મેં એકે દલીલ એવી સાભળી નથી કે જેને હું સંગીન દલીલ તરીકે સ્વીકારી શકુ અને જેથી અત્યાર સુધીમાંજ દેવાના બોજાથી દબાઇ ગયેલા આ વર્ગ પર બીજો વધારો બોજો નાખવામા ન્યાય કે આવશ્યકતા સમજી શકાય"

"વળી જે દર ૧૯૧૭ સુધીના વીસ વરસ સુધી સ્થિર ટકી રહ્યા અને અમેરિકન કટોકટીનાં પ્રસંગોમાં પણ જે ડગ્યો નહી અને માત્ર છેલ્લી મહાન લડાઇને લીધે જ દુનિયાના બધા દેશોની સાથે જ ફેરવાયો તેને માટે સહેલાઇથી એમ ન કહી શકાય કે એ દર હિંદની ચલણની વ્યવસ્થા માટે અનુકુળ નથી, અગર અસ્વભાવીક છે. તેથી માત્ર છેલ્લાં ૬૫ મહિના દરમ્યાન કૃત્રિમ ઇલાજોથી હિંદી સરકાર પોતાના મનમાં ધારી રાખેલી રાજ્યનીતિ પ્રમાણે વર્તીને ૧૮ પેન્સના આસપાસના દરે રૂપિયાની કિંમત નભાવી શકી. તેટલા કારણથી કાંઇ ઉપર જણાવેલા ૧૬ પેન્સના સ્વાભાવીક દરમાં ફેરફાર કરવાની જરૂર દેખાતી નથી."

વધુમાં આ પ્રશ્ન પર ચેતવણી આપતાં તેમણે જણાવ્યું 'આ સવાલની બીજી બાજુ એ છે કે જેના પ્રત્યે દુર્લક્ષ રાખવું પરવડે નહિં. ચલણના ધોરણમાં કાંઇ પણ ફેરફાર કરવામાં આવશે તો તેથી હિંદમાં ગંભીર પ્રકારની રાજદ્વારી અસર થયા વગર રહેનાર નથી. એથી દેશની ચલણને લગતી વ્યવસ્થા વિષે તથા સરકારનાં નાણાં સંબંધી કારભાર વિષે પ્રજામાં અવિશ્વાસ પેદા થશે. ચલણના ધોરણમાં જ ફેરફાર થાય એટલે લોકોમાં સરકાર પરથી વિશ્વાસ ઘટેજ. તેમને એમજ લાગે કે એ ફેરફાર કાંઇ પણ કારણ વગર કરવામાં આવ્યો છે અને તેથી પ્રજાને અન્યાય અને નુકશાનજ છે અને ફરીથી એવીજ રીતે ગમે તે વેળા કાંઇ પણ કારણ વગર એ ધોરણને બદલતાં વાર લાગશે નહિં. કારણ કે લાંબા સમયથી સ્થપાયેલો દર જો જાણીબુઝીને ફેર-

કરતાં વધારે કે ઓછું ન જ હોય. એવા હાલના કાયદા પર વિશ્વાસ રાખીને જેમણે કોન્ટ્રાક્ટો કરેલાં હોય તે લોકોને અન્યાય થાય. જો ઇંગ્લેન્ડ એવો વિચાર કરીને વર્તે અને કોઇ પણ દેશ ગમે તેટલો સમૃદ્ધિવાન હોવા છતાં પોતાના ચલણનું ધોરણ ફેરવવાનું ન્યાયી કે ઇચ્છવા લાયક કે ન છુટકે આવશ્યક ગણે તો પછી એકલા હિંદનેજ પોતાના ચલણનું ધોરણ બદલીને ચલણી સિક્કાની કિંમત વધારવાનું જણાવવામાં આવે તેનું કારણ શું છે ?"

"ફાઉલર કમીટીએ ૧૬ પેન્સનો દર 'કાયમના દર' તરીકે સુચવ્યો હતો અને એવા દરને તદન ન છુટકે જ ફેરવવો જોઇએ. બીજા દેશોમાં લડાઇ અગાઉની સ્થિતિએ ફરાથી પહોંચવાને માટે મોટા ભોગ અપાયા છે તે પરથી લડાઇ અગાઉના ધોરણને તે દેશોમાં કેટલું પવિત્ર માનવામાં આવે છે તે જોઇ શકાય છે, પણ હિંદમાં તો એ 'કાયમના દર' ને ફરીથી પ્રાપ્ત કરવામાં કાંઇ મોટો ભોગ આપવાનો સવાલ રહેતો નથી. બહુ જ માઠાં પરિણામની વકી રાખીએ તો પણ સવાલ માત્ર એટલોજ રહે છે કે ૧૬ પેન્સનો દર ફરીથી સ્થાપવાથી જે કાંઇ ઉથલપાથલ થવાનો સંભવ રહે તેને ૧૮ પેન્સની સરખામણીમાં વધારે ગણવો કે ઓછો ? જો એ બેઉ માર્ગે એક સરખીજ ઉથલપાથલનો સંભવ રહે છે એમ સ્વીકારાય (એ કરતાં વધારે તો સ્વીકારી શકાય એમ છેજ નહિ) તો પછી ઉપર દર્શાવેલા કારણોનો વિચાર રાખીને ૧૬ પેન્સનો દર ફાઉલર કમીટીની ભલામણ પરથી સરકારે કાયમના દર

તરીકે સ્થાપેલો ગણી તેની તરફેણમાં જ ઠરાવ કરવો જોઇએ.

આ સવાલનું મહત્વ સમજાવતાં તેમણે વધુમાં જણાવ્યું "હું તો એમ માનું છું કે હિંદની ચલણ સંબંધી વ્યવસ્થાને માટે કયું ધોરણ રાખવું એ સવાલ કરતાં આ દરનો સવાલ આ અહેવાલમાં કોઇ પણ રીતે ઓછા મહત્વનો નથી. મારી તો ખાત્રી છે કે **હિંદમાં સોનાની આયાત છુટથી થવા દેવાની તદન જરૂર છે** એમ મેં આગ્રહપૂર્વક દર્શાવેલું છે તે જો સ્વીકારવામાં આવે અને તેને અનુસરતા પગલા ભરવામાં આવે તો સોનાની લગડીનું ધોરણ તદન યોગ્ય થઇ પડશે અને ભવિષ્યમાં વેપાર ઉદ્યોગની કાંઇ ઉથલ પાથલને લીધે એ ધોરણ પડી ભાંગે એવા સંભવને બની શકે એટલો દૂર રાખી શકાશે."

"પણ મને ગંભીર પ્રકારની ધાસ્તી છે કે જો ૧૮ પેન્સનો દર સ્થિર કરવાની મારા સાથીઓની ભલામણ સ્વીકારવામાં આવશે અને તેને અમલમાં મેલવામાં આવશે તો હવે પછીના થોડાંક વર્ષો દરમ્યાન હિંદના આર્થિક સંજોગોમાં એવી મોટી ઉથલપાથલ થશે કે જેની કલ્પના પણ આગળથી કરવી મુશ્કેલ છે; જેના પરિણામથી દેશની આર્થિક ઉન્નતિ અટકશે એટલુંજ નહિ પણ કદાચ એ માઠાં પરિણામ છેક આફત સમાન નિવડે. મારા સાથીઓ અત્યારે એ ઉથલપાથલ અને તેના પરિણામો જોઇ શકતા નથી; પણ તેના સંભવ પ્રત્યે દુર્લક્ષ રાખી શકાય નહિં. માલના ભાવ, હુંડીના દર, વગેરેમાં પુરેપુરી સરખાઇ આવે નહિ ત્યાં

સુધી ખેતીના ઉદ્યોગ તરફ કોઇ આકર્ષાશે નહિ અને ઉદ્યોગમાં નફો પણ હમણાંના કરતાં ઓછો થશે. એ ઉદ્યોગે હુંડીના દરને અનુકુળ થવા, દુ:ખદાયી ફેરફાર જરૂર વગરના અસ્વાભાવીક અને દૂર રાખી શકાય એવા છે. એ ફેરફારોને લીધે ખેતીના ઉદ્યોગને ઘણી હેરાનગતી પડશે અને તેની સ્થિરતા તથા ખીલવણીમાં વાંધો આવશે; એટલું જ નહિ પણ અમુક સંજોગોમાં એ ઉદ્યોગની હસ્તીને પણ જોખમ લાગશે અને જો તેવામાં કુદરતની અવકૃપા થાય અને બે વરસ વરસાદ બરાબર ન પડે (છેલ્લાં ચાર વરસ સારાં ગયા પછી હવે નબળાં વરસ આવવાનો સંભવ છે) તો ૧૮ પેન્સના દરને ટકાવવા માટે સરકારે એવાં પગલાં ભરવાં પડે કે તેથી હિંદના સોનાના સાધનો એટલાં ઘટી જાય કે ચલણને લગતી જે વ્યવસ્થાની ભલામણ કરવામાં આવી છે તેના પરથી લોકોનો વિશ્વાસ ઘણોજ ઘટી જાય."

'આ બધા ભયભરેલા સંજોગોથી દૂર રહેવાને આ દેશનું અસાધારણ સુભાગ્ય હોય તો શકિતવાન થાય, પણ એવું જોખમ જ શા માટે ખેડવું? જો હિંદનો સ્વાભાવીક ૧૬ પેન્સનો દર જે વીસ વરસ સુધી સ્થિર રહ્યો અને ૧૯૦૭-૮ ના મુશ્કેલીના પ્રસંગમાં પણ જે ટકી રહ્યો અને ૧૯૧૭ પછી દુનિયાની અસાધારણ ઊથલપાથલના કારણથીજ અને તે પણ સોનાની આયાત પર સરકારે અટકાવ નાખ્યો તેને લીધે જ જેને ધક્કો લાગ્યો તે ૧૬ પેન્સનો દર હજી હિંદમાં સહેલાઇથી સ્થાપી શકાય છે; તે છતાં બીજા દરના

અચોક્કસ પરિણામના જોખમરૂપી સટ્ટો શા માટે ખેડવો પડે?

અંતમાં સર પુરૂષોતમદાસે સ્પષ્ટપણે જણાવી દીધું કે "મેં જે આંકડા અને હકીકત રજુ કરેલ છે અને જે-સરકારી દસ્તાવેજોમાંથી એ લીધેલ છે તે પરથી જોઇ શકાશે કે આ કમીશન આ સવાલની તપાસ માટે નિમાયું તે અગાઉ સરકારના કારોબારી અમલદારોએ પોતાના મતમાં ઠરાવ કર્યો હતો કે ૧૮ પેન્સ સુધી હુંડીનો દર ઉંચો લઇ જવો અને તેમણે તે ઉદ્દેશ પાર પાડી અમારી પાસે એ દર સ્થપાઇ ગયો હોય એ પ્રમાણે જ દલીલ કરી છે અને અમને સોંપવામાં આવેલી તપાસ અમે કરતા હતા તે દરમ્યાન પણ હુંડીનો એ દર ટકાવી રાખવા માટે નાણાંની ગરબડ કરતાં તેઓ અટક્યા ન હતા. દુનિયાના કોઇપણ દેશમાં આવી રીતનું વર્તન થયેલું હોય એવો દાખલો હું કલ્પી પણ શકતો નથી."

આ લાજવાબ વિરોધ સામે સરકારની કોઇપણ દલીલ ન હતી. બીજો કોઇ હોત તો સરકાર શું નું શું કરત, પણ સર પુરૂષોતમદાસની લાગવગ ને પ્રતિષ્ઠા એટલા બધા હતાં કે આ વિરોધથી સમસમી ઉઠેલી સરકાર ચુપ જ રહી, પણ આખરે તેણે પોતાનું ધાર્યું કર્યું ને હિંદને માથે ૧૮ પેન્સનો રેશિયો ઠોકી બેસાડયો.

જો કે જાણવા પ્રમાણે પાછળથી ખુદ હિલ્ટન યંગે પણ પોતાના મિત્રો પાસે કબુલ કર્યું હતું કે આ રેશિયોથી હિંદને નુકશાનજ થયું છે!

સર પુરૂષોતમદાસને આથી સ્વાભાવીક જ આઘાત લાગ્યો પણ આથી તેઓ નિરાશ, હતોત્સાહ ન થયા, તેમના દિમાકમાં આ સામે નવી જ યોજના રમી રહી.

આ સ્થિતિ સંયોગો વચ્ચે 'કો જાને કલકી' એમ ભારતનું રાજકીય અને આર્થિક ભાવી ઘડાઇ રહ્યું હતું; ગાંધીજી બહાર રહીને લડતા હતા ને સરકાર માનતી હતી કે કુટનીતિ અને લાવલશ્કર સાથે આપણા ગઢ મજબુત છે, આપણા ગઢના દરવાજા અભેદ છે; પણ સરકારને ખબર ન હોતી એ ગાંધીનોજ એક જ્ઞાતિ બંધુ ગુજરાતી આપણી સાથે, અંદર રહીને આપણાં એ અભેદ દ્વારના નટ, બોલ્ટ ને સ્કુ ઢીલાં કરી રહયો છે!

## ગોળમેજમાં ગાંધીજી સાથે

યુદ્ધમાં આપેલા સહકાર બદલ ભારતને કાળા કાયદા (રોલેટ એક્ટ)ની ભેટ મળી. જલિયાંનવાલાના ઘોર હત્યાકાંડથી ભારતનું હૈયું સમસમી ઉઠયું, સાયમન કમીશન આવ્યું ને 'ગો બેક'ના અવાજે સામે કાનમાં પુમડા ભરાવીને આવ્યું એવું પાછું ગયું ને એમાથી ગાંધીજીની પ્રખ્યાત દાંડીકૂચ સાથે દેશભરમાં સત્યાગ્રહના મંડાણ થયા.

આ સત્યાગ્રહને અંતે સરકાર અણનમ રહી, ગાંધીજી પણ અણનમ રહ્યા. પણ પ્રજા જાગૃતિનો એ વિરાટ તણખો જલતોજ રહયો અને આ તણખાએ ૧૯૨૯ ના બીજા સત્યાગ્રહને જન્મ આપ્યો.

અને સરકારે દમનનો દોર છુટો મૂકયો; છતાં બીજી બાજુ પરિસ્થિતિ પામી જઇને પોતાની રીતે સમાધાનનો પ્રયાસ કર્યો. લંડનમાં પહેલી ગોળમેજી યોજાઇ, પરંતુ ગાંધીજીએ એ ગોળમેજીમાં ભાગ લેવાનો ઇન્કાર કર્યો અને

એ કારણે ભારતીય વ્યાપાર-ઉદ્યોગ મહામંડળે (ફેડરેશન ઓફ ઇન્ડીયન ચેમ્બર્સ ઓફ કોમર્સ અને ઇન્ડસ્ટ્રીઝ) પણ તેમાં ભાગ લેવાનો ઇન્કાર કરતાં પોતાના ઠરાવમાં નોંધ લીધી "જે પરિષદમાં મહાત્મા ગાંધીજી નથી જતા અથવા જેને તેના આશિર્વાદ નથી, તે પરિષદથી ફેડરેશન અલગ રહે છે."

સર પુરૂષોત્તમદાસ ત્યારે ફેડરેશનના પ્રમુખ હતા ને પ્રમુખ તરીકે ફેડરેશનને અસરકારક દોરવણી આપી રહ્યા હતા.

પરંતુ ત્યાર પછી ગાંધી-ઇરવીન કરાર થયા ને લંડનમાં બીજી ગોળમેજી પરિષદ યોજવામાં આવી અને વાયસરોય લોર્ડ ઇરવીનના અત્યાગ્રહથી ગાંધીજીએ તેમાં ભાગ લેવા હા પાડતાં ફેડરેશને પણ પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો નિર્ણય કર્યો અને તે પ્રમાણે ત્રણ પ્રતિનિધિઓના નામો મોકલી આપવામાં આવ્યા. જો કે ફેડરેશને વધુ પ્રતિનિધિઓ માટે આગ્રહ રાખ્યો હતો, પરંતુ ઇરવીનની સમજાવટથી ત્રણ પ્રતિનિધિઓથી તેણે સંતોષ માન્યો ને તે પ્રમાણે વિધિસર રીતે ત્રણ પ્રતિનિધિઓના નામો મોકલી આપવામાં આવ્યા. તેમાં સ્વાભાવીકજ સર પુરૂષોત્તમદાસનું નામ પ્રથમ અને મુખ્ય હતું.

૧૪ મી એપ્રીલ ૧૯૩૧ ના રોજ વાયસરોય તરફથી ફેડરેશનના આ ત્રણે પ્રતિનિધિઓને મંજુરી મળી ગઇ અને એ પછી ૪ થી ઓગસ્ટે ગોળમેજી પરિષદના તમામ સભ્યોના

નામો જાહેર થયા. આ નામાવલી જોઇને સૌને આશ્ચર્ય થયું, કારણ કે ફેડરેશને સૂચવેલા ત્રણ નામોમાંથી સરકારે સર પુરૂષોત્તમદાસનું એકનું નામ જ પસંદ કર્યું હતું.

આ એક ભારે વિચિત્ર અને અટપટો સવાલ હતો, કારણ કે હુંડિયામણ અંગે તેમણે સરકાર સામે કરેલી લડત અને તેમના આર્થિક વિચારો સારી રીતે જાણવા છતાં સરકારે તેમનું નામ કેમ પસંદ કર્યું હતું?

ખુદ સર પુરૂષોત્તમદાસને પણ આ પસંદગીથી આશ્ચર્ય થયું; કારણ કે સરકાર સારી રીતે જાણતી હતી કે સર પી. ટી. શું માગે છે? ને ગોળમેજીમાં ઉપસ્થિત હુંડિયામણના અને આર્થિક સવાલ પરત્વે સર પી ટી. ચુપ રહેનાર નથી ને એ જે બોલશે તેનો પ્રભાવ પડયા વિના રહેવાનો નથી. વાસ્તવમાં ભારતીય આર્થિક હિતોની દ્રષ્ટિએ સરકારની આ પસંદગી સાચી હતી, પરંતુ અહિં તો પ્રથમ સિદ્ધાંતનો સવાલ હતો અને એટલે ત્રણને બદલે ફેડરેશન તરફથી એકજ પ્રતિનિધિ તરીકે જવું એમને યોગ્ય ન લાગ્યું.

આ પ્રશ્ન પરત્વે ફેડરેશનમાં ચર્ચા થઇ ને સર પુરૂષોત્તમદાસે સ્પષ્ટ સંભળાવી દીધું 'જઇશું તો ત્રણે, નહિં તો એકે નહિં' ને તે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો. તેમાં પરિષદમાં ભાગ લેવાનો સ્પષ્ટ ઇન્કાર સાથે જાહેર કરવામાં આવ્યું કે ફેડરેશનના પ્રતિનિધિઓની ગેરહાજરીમાં કોઇ કરાર થશે તો તે હિંદી વ્યાપારી વર્ગને માન્ય નહિં થાય.

અંતે ફેડરેશનની જીત થઇ ને સરકારને લાચાર બનીને એમને બદલે ત્રણ પ્રતિનિધિઓને પસંદગી આપવી પડી. ૧૭ મી ઓગસ્ટે વાયસરોયના અંગત મંત્રી તરફથી એ વખતના ફેડરેશનના પ્રમુખ શેઠ જમાલ મહમદ સાહેબને પત્ર મળ્યો કે સર પુરૂષોત્તમદાસ સાથે આપ અને શ્રી ઘનશ્યામદાસ બિરલા બંનેને પરિષદમાં ભાગ લેવાનું નિમંત્રણ આપવામાં આવે છે.

આમ સર પુરૂષોત્તમદાસ પોતાના સાથીઓ સાથે ગોળમેજીમાં ભાગ લેવા ૧૯૩૧ ના ઓગસ્ટના અંતમાં લંડન તરફ ઉપડયા.

લંડનનું વાતાવરણ એ વખતે રાજનૈતિક વિચારોની આંધીથી છવાયેલું હતું; મજુર અને ટોરી પક્ષ વચ્ચે ખેંચતાણ થઇ રહી હતી એ પરિસ્થિતમાં મળતી આ ગોળમેજી સ્વાભાવિકજ જબ્બર આકર્ષણરૂપ હતી; વાતાવરણમાં એક જાતની ગરમી હતી ને અગ્રેજ સરકાર પોતાની કુટનીતિના સર્વ સાધનો સાથે સુસજ્જ હતી ને અંગ્રેજ વ્યાપારીઓ પોતાના હિતોને જરાય આંચ ન આવે એ રીતે પહેલેથીજ તૈયારીઓ કરીને બેઠા હતા.

કારણ કે દરેક દેશ સોનાની વિદાય લેતો જતો હતો ને ઇગ્લેન્ડે પણ સોનાનું ધોરણ છોડી દીધું હતું. બેશક, હિંદ એમાંથી છુટયું હતું, પરંતુ પાઉન્ડથી તો હજુ બંધાયેલું હતું ને હુંડિયામણનો પ્રશ્ન સર પુરૂષોત્તમદાસની લડત પછી હજુ અટવાયેલોજ હતો.

૩૧ મી સપ્ટેમ્બરે આમની સભામાં ભરચક હાજરી વચ્ચે મહાત્માજીએ ભાષણ કરતાં સ્પષ્ટ સંભળાવી દીધું 'પૂર્ણ સ્વરાજથી જ અમને સંતોષ થઇ શકે. તમારી સાથે અમે ભાગીદાર બનીને રહેવા માગીએ છીએ, ગુલામ બનીને નહિ.'

અને વધુમાં જણાવ્યું 'લશ્કર અને પરદેશનીતિ તમે તમારા હાથમાં રાખવા માગો છો અને આર્થિક નીતિની બાબતમાં તમે સંરક્ષણ માગો છો, પછી જે રહે છે તે આપો છો તેની કિંમત શી ?"

પણ ગાંધીજીએ હુંડિયામણ અને આર્થિક પ્રશ્ન અંગે જે નિવેદન કર્યું તે સમગ્ર પ્રશ્ન સાથે કેટલેક અંશે સુસગત નહોતું, આથી સર પી ટી. એ તેમને આ આખા પ્રશ્નનો ખ્યાલ આપ્યો, ત્યારે જ ગાંધીજીએ જાણ્યું કે સર પુ-ષોત્તમદાસનુ આ વિષયનું જ્ઞાન કેટલું ઊંડું અને નક્કર હકીકતો પર રચાયેલું છે અલબત ગાંધીજીએ એક વકીલની રીતે પોતાની ભૂલ તો કબુલ ન કરી પણ અંતે તેમણે માન્ય રાખ્યું કે ભવિષ્યમા આવા વિષયોમાં સલાહ લીધા વિના તેઓ કાંઇ પણ નહિ કહે ત્યાર પછી અનેક પ્રસંગોએ આર્થિક અને નાણાકીય બાબતોમાં ગાંધીજીએ સર પુરૂષોત્તમદાસની સલાહ લીધી છે ને માન્ય રાખી છે.

એ પછી ગોળમેજીનો આરંભ થયો. ૨૮ મી સપ્ટેમ્બરે અને ૧ લી ઓકટોબ્બરે લઘુમતિ સમિતિની પહેલી અને બીજી બેઠક મળી. સરકારે પરિષદને ગુંચવી નાખવા પહેલે

શ્રી. રમેશ રમણુલાલ સરૈયા
તેમના પત્નિ અ. સૌ. નીરૂબ્હેન



શ્રી. પ્રતાપ રમણુલાલ સરૈયા
તેમના પત્નિ અ. સૌ. ઇન્દુબ્હેન

થી જ લઘુમતિના પ્રશ્નનો ત્રાગડો ગોઠવી રાખ્યો હતો ને એજ રીતે પ્રતિનિધિઓની પસંદગી કરી હતી.

પણ પરિષદનો મુખ્ય સવાલ તો સ્વરાજનો અને આર્થિક પ્રશ્નનો હતો. આ પ્રશ્ન પરત્વે બ્રિટીશ વ્યાપારીઓના પ્રતિનિધિ સર એડવર્ડ બેન્થલ સાથે સર પી. ટી. વિગેરેને ચર્ચા થઇ. ફેડરલ સમિતિના અહેવાલથી કંઇક તો સર બેન્થલ ધુંધવાયા હતા; તેણે કહ્યું "વ્યાપાર સંબંધી અમારા અધિકારો સુરક્ષિત થાય એ સમજુતિનું પહેલું પગથિયું છે." એટલુંજ નહિ તેણે સલાહ આપી 'અને તમે દેવું ચુકવવાનો ભૂલથી પણ ઇન્કાર ન કરશો.'

પણ સર પુરૂષોતમદાસે સંભળાવી દીધું 'તમે તમારા ઉદ્યોગના રક્ષણની વાત કરો છો, પણ હિંદીઓના ઉદ્યોગના રક્ષણનું શું ?

સર બેન્થલ ચુપ થઇ ગયા. તેમની સાથે ખીજી માથા-ફોડ કરવાનો કશો જ અર્થ નહોતો; કારણ કે તે જે દેવાની વાત કરતા હતા તે કેટલું વાહિયાત અને અન્યાયી હતું તે સર પુરૂષોત્તમદાસ સારી રીતે જાણતા હતા ને આર્થિક સલામતિની જે વાત પર ભાર મુકાતો હતો તેમાં તો હિંદી સરકારના વાર્ષિક ૧૩૦ કરોડના બજેટમાંથી રેલ્વે, લશ્કર, દેવું, પેન્સન વિ. પાછળના ૧૧૦ કરોડના ખર્ચ માટે અંગ્રેજ સરકારનો અધિકાર માન્ય કરવામાં આવ્યા પછી જે સ્વાતંત્ર્ય મળે તે બાકીના ૨૦ કરોડ માટે, અને તેમાં પણ વાયસ-રોયની દરમ્યાનગીરી ઉભી રહે, પછી એનો શો અર્થ ?

આમ સર બેન્થલ સાથેની આ વાતચીતનો અંત આવ્યા પછી આ પ્રશ્ન પરત્વે ૬ ઠી ઓક્ટોમ્બરે હિંદી કચેરીમાં સભા મળી પ્રમુખસ્થાન હિંદી પ્રધાન શ્રી સેમ્યુઅલ હોરે લીધુ, પણ પ્રધાનમંડળની બેઠક હોવાથી તેઓ થોડી વારમા ચાલ્યા ગયા ને પ્રમુખસ્થાન સર રેજીનાલ્ડે લીધું

સભામા ગાંધીજી, સર પુરૂષોત્તમદાસ, જ જીન્હા, સર માણેકજી, સર ફિરોજશાહ શેઠના, પ્રો કે ટી શાહ પ્રો જોશી, શ્રી રંગાસ્વામી આયર તેમજ સરકાર તરફથી હિંદી સરકારના આર્થિક સલાહકાર સર હેનરી સ્ટ્રાકોસ તેમજ સર જ્યોર્જ શુસ્ટર અને પહેલાના હિંદી સરકારના નાણા ખાતાના સભ્ય સર બેસિલ બ્લેકેટ પણ હાજર હતા

સરકાર તરફથી બોલવાનુ શરૂ કરતા સર સ્ટ્રાકોશે સરકારની ચલણ નીતિનો બચાવ કરતા કહ્યુ 'હુડિયામણનો દર ૧૮ શિલીંગ ઠરાવવામા ન આવ્યો હોત તો તે Cતરતો ઉતરતો કોણ જાણે કયા જઇને થોભત અને સરકારને કોણ જાણે કયા સુધી નોટો છપાવીને કામ ચલાવવુ પડત ?"

'પણ ભાવ ઠરાવવા માટે તમારી પાસે શુ સાધન છે?' પ્રશ્ન પૂછાયો.

પણ એનો જવાબ આપવાને બદલે સ્ટ્રાકોશે ઉલટો સામો પ્રશ્ન કર્યો 'હુડિયામણનો દર વધારવાનો ઉદ્દેશ અંગ્રેજ સિવિલિયનો અને વેપારીઓને લાભ કરવાનો છે એ વાત કઇ રીતે તમે સાબીત કરી શકો છો?'

તરતજ સર પુરૂષોત્તમદાસે સણસણતો જવાબ વાળ્યો 'એ વાત તો લાંબી ચોડી છે ને એ કહેવા સાંભળવા માટે વખત જોઇએ.'

સાંભળીને સર સ્ટ્રાકોશ ચુપ થઇ ગયા. કારણ કે તેઓ સર પુરૂષોતમદાસને સારી રીતે જાણતા હતા; કે હકીકતમાં તેમની સામે કોઇ રીતે ટકી શકાય તેમ નહોતું.

સભામાં દેવાનો પ્રશ્ન પણ ચર્ચાયો. સર પુરૂષોત્તમદાસે કહ્યું 'અમે અમારા ઉદ્યોગ ધંધાની ઉન્નતિ કરીને, અમારી ઉત્પાદન શકિત વધારીને એ દેવું ચુકવી શકીએ. ત્યારે અમારી નીતિ કઇ હોવી જોઇએ? ઉદ્યોગ ધંધા વધારનારી કે તેનું સત્યાનાશ વાળનારી?' *

અને એ દિવસની સભાનો એમ અંત આવ્યો. ત્યાર પછી ફરી ૭ મી ઓકટોબરે ગાંધીજી, સર પુરૂષોત્તમદાસ, સર બેન્થલ, સર હ્યુબર્ટ કાર વિ. મળ્યા ને લાંબી ચર્ચાને અંતે નકકી થયું:

'જાતિય ભેદભાવનો ખ્યાલ કર્યા વગર સ્વરાજ સરકાર હિંદી ઉદ્યોગ ધંધાને રક્ષણ આપે' ને 'આજની સરકાર પાસે

* પાછળથી મહાસભાએ નીમેલી બહાદુરજી સમિતિએ આ કહેવાતા દેવા અંગે ૭૨૯ કરોડ રૂપિયા તો બ્રિટીશ સરકારે હિંદને આપવા જોઇએ એ પુરાવા આપીને સાબીત કરી આપ્યું. કારણ કે ૧૯૦૦માં હિંદ પર ૩૦૭ કરોડનું દેવું હતું તે ૧૯૩૪માં (મહાયુધ્ધ અને બીજી સરહદી લડાઇઓને કારણે) વધીને ૧૨૧૦ કરોડનું થઇ ગયું હતું.

કોઇ ધંધાદારીએ બેઇમાનીથી કોઇ અધિકાર પ્રાપ્ત કરી લીધા હશે તો સ્વરાજ સરકારને તેની તપાસનો હકક રહેશે.'

આથી સ્વાભાવીક બંધારણના આર્થિક ભાગ વિષેની સમજુતિની આશા બંધાઇ કે આ ક્રમ સરકાર સ્વીકારી લેશે. પણ અહિં તો કહેવાનું કંઇ ને કરવાનું કંઇ હતું !

આ પ્રશ્ન સંબંધમાં ૨૨ મી ઓકટોબરે સર પુરૂષોત્તમદાસને (સાયમન કમીશન સાથે તેના આર્થિક સલાહકાર તરીકે આવેલા) શ્રી લેટન સાથે ઠીક ઠીક ચર્ચા થઇ. ફરી ૨૯ મી ઓકટોબરે હુંડિયામણના પ્રશ્ન અંગે ફરીથી પરિષદ મળી. પરિષદમાં સર બેન્થલ, સર બ્લેકેટ, સર સ્ટ્રાકોશ, ગાંધીજી, સર પુરૂષોત્તમદાસ, પ્રો. શાહ, શ્રી જોશી અને શ્રી બીરલા વિ. હતા પરંતુ સ્ટ્રાકોશે એજ પુરાણો રાગ આલાપ્યો. સારી રીતે ચર્ચા થઇ પણ સર પુરૂષોત્તમદાસના આ વિષયના જ્ઞાન અને દલીલ આગળ તેમની એક પણ દલીલ ટકી શકી નહિ. અને સર બેન્થલે આર્થિક વિભાગ માટે એક કાઉન્સીલ નીમવાનું સૂચન કર્યું પણ હિંદી પ્રતિનિધિઓએ તેમાં સહમત થવા ઘસીને ના પાડી. કારણ કે તેમને હોર છાપનું સ્વરાજ્ય જોઇતું નહોતું.

આમ બંધારણમાંના આર્થિક પ્રશ્નનો અસમાધાનકારક રીતે અંત આવી ગયો. જ્યારે રાજકીય પ્રશ્ન તો સરકારે પહેલેથીજ લઘુમતિનો પ્રશ્ન ઉભો કરીને ગુંચવી નાખ્યો હતો ને ગોળમેજ એવું ટોળું બની ગઇ હતી કે જાણે ઘણા વાજીંત્રો અને જુદા જુદા સ્વરે અને રાગે ગવાતું હોય અથવા તો બજાર ખુલતાંની સાથે 'લિયા દિયા'ની જે ધમા-

ચકડો ને શોર મચી રહે છે એવોજ શોર મચી રહ્યો ને એનું પરિણામ અંતે જે આવવાનું હતું તે સરકારની ઇચ્છા પ્રમાણેજ આવ્યું. બ્રિટીશ કુટનીતિનો સોળે સોળ આની વિજય થયો; આમ છતાં સર પુરૂષોત્તમદાસ સ.થેની વાતની વાતમાં વાયસરોય લોર્ડ ઈર્વીને તો કહી નાખ્યું 'તમારા અઘડાએ તમારૂં કામ બગાડયું.'

સર પુરૂષોત્તમદાસને કહેવાનું મન તો થયું 'એ અઘડોજ તમારો ઉભો કરેલો ને?' પણ હવે એ બધું કહેવાનો કશોય અર્થ નહોતો કે એમ કહેવાથી કંઇ અર્થ સરે તેમ નહોતો; કારણ કે ગાંધીજી પણ કંટાળી ગયા હતા ને વહેલી તકે અહિંથી વિદાય થવા માગતા હતા.

આમ ગોળમેજીમાં અસરકારક ભાગ ભજવીને સર પુરૂષોત્તમદાસ ફેડરેશનના પ્રતિનિધિઓ સાથે પૂરા બે માસે હિંદ પાછા ફર્યો. આમ છતાં તેઓ નિરાશ કે હતોત્સાહ નહોતા થયા. કારણ કે તેમણે ગોળમેજીમાં રીઝર્વ બેન્કની સ્થાપનાનો પ્રશ્ન ચર્ચી જે તીર ફેંકયું હતુ એ તીર એમને એમ પાછું નાહિંજ ફરે એવી તેમના હૈયામાં ઊંડે ઊંડે ભારે શ્રદ્ધાશા હતી.

न भूतो न भविष्यते

કોઇ પણ મહાન સિદ્ધિના મૂળમા દૂરગામી દૃષ્ટિ સાથે જીવનની લાંબી સાધના, જીવનના અનેક સરળ સત્યો અને રહસ્યો જ નહિ પણ ઇતિહાસનુ સાપેક્ષ સત્ય ભર્યું પડ્યું છે આ સત્યે માનવ જીવનને નિત્ય યૌવનની પ્રેરણા આપી છે, આ સત્યે ઘોર અંધકારમાંય માનવીને પ્રકાશ આપ્યો છે, આ સત્યે માનવ જીવનના મૂલ્યમાં–સામાજીક, આર્થિક કે રાજનૈતિક વહેવારમા આમુલ પરિવર્તન આણ્યું છે અને આજ સત્યે માનવીને ઉંચે ચડાવી સમગ્ર માનવ જાતના સુખ-સમૃદ્ધિ અને આબાદીનું સર્જન કર્યું છે

સર પુરૂષોત્તમદાસે આપણી કલ્પનામાં પણ ન આવે એ રીતે આવીજ એક મહાન સિદ્ધનુ સર્જન કર્યું છે

આ મહાન સિદ્ધિ છે રીઝર્વ બેંકની સ્થાપના અને તે દ્વારા રાજકીય વર્ચસ્વ મુક્ત રાષ્ટ્રનું નાણાકીય નિયંત્રણ બ્રિટીશ શાસનકાળમા જ્યારે ઇંગ્લેન્ડનુ હિત દૃષ્ટિ સમક્ષ

રાખીને દેશનું આર્થિક અને નાણાંકીય નિયંત્રણ ગોરા અધિકારીઓને હાથે થઇ રહયું હતું ને દેશના વ્યાપાર ઉદ્યોગની પ્રગતિનું પદ્ધતિસર રૂંધન થઇ રહ્યું હતું ત્યારે રાષ્ટ્રની આર્થિક અને ઔદ્યોગીક પ્રગતિ માટે આર્થિક સ્વાતંત્ર્યની દિશામાં સર પુરૂષોત્તમદાસનું આ પ્રયત્નશીલ પગલું રાષ્ટ્રના આઝાદીના ઇતિહાસનું એક મહાન અને ગૌરવોજ્જવળ પ્રેરક પ્રકરણ છે.

રીઝર્વ બેંકની સ્થાપનાનું બીજ સર્વ પ્રથમ તેમણે રોયલ કમીશનમાંની પોતાની 'મીનીટ ઓફ ડીસેંટ'માં રોપ્યું હતુ એમ કહી શકાય. કારણ કે 'રોયલ કમીશને' પોતાના અહેવાલમાં સેન્ટ્રલ બેંકની જે સુચના કરી હતી તેને બદલે સર પુરૂષોત્તમદાસે ઇમ્પીરીયલ બેંકનેજ સેન્ટ્રલ બેંક તરીકે ખીલવવાની પોતાની નોંધમાં ભલામણ કરતાં જણાવ્યું હતું કે "હિંદુસ્તાનના હાલના ખાસ સંજોગોમાં ઇમ્પીરીયલ બેંક ઓફ ઇન્ડીયાને ખીલવી પૂરી ખીલેલી સેન્ટ્રલ બેંક બનાવવી એજ માર્ગ હિંદની ઉન્નતિ માટે આપણે જોઇ શકીએ ત્યાં સુધી ધારેલા હેતુ વધારે સારી રીતે સાધી શકાશે."

પણ સરકારે આ દિશામાં કંઇ ન કર્યું, કારણ કે એમ કરવા જતાં નાણાંકીય કાબુ તેના હાથમાંથી સરકી જવાનો તેને ભય હતો.

ત્યારબાદ ૧૯૨૯માં મુંબઇ પ્રાંતિક બેંકીંગ તપાસ સમિતિ નિમાઇ ને આ સમિતિના ઉપપ્રમુખ તરીકે સર પુરૂષોત્તમદાસે ભાવી લક્ષમાં લઇને બેંકીંગના અનેક પ્રશ્નો

અંગેની ભલામણુની સાથે સાથે સર્વ પ્રથમ રીઝર્વ બેંક ઓફ ઇન્ડીયાની ભલામણુ કરી અને આ આંખો પ્રશ્ન તેઓ ગોળમેજીમાં ગયા ત્યારે ત્યાં આગળ ફરી ચર્ચ્યો. પરિણામે ૧૯૩૪માં મધ્યસ્થ ધારાસભાએ 'રીઝર્વ બેંક ઓફ ઇન્ડીયા ધારો' પસાર કર્યો; આમ છતાં આ બેંકની સ્થાપના ક્યારે થશે એ નિશ્ચિત નહોતું.

આથી સ્વાભાવીક રીતે ગોળમેજી પછી 'ઇન્ડીયન કોન્સ્ટીટ્યુશનલ રીફોર્મ' અંગે નિમાયેલી સંયુકત સમિતિના સભ્ય તરીકે સર પુરૂષોત્તમદાસ ફરી ઇગ્લેંન્ડ ગયા ત્યારે તેમણે આ પ્રશ્ન ફરી ત્યાં ઉપાડયો અને સમિતિએ પોતાના બધારણુના ખરડામાં રીઝર્વ બેંકની આવશ્યકતા અને સ્થાપના પરત્વે ભાર મૂકતા આશા વ્યકત કરી કે ફેરવાયેલા બંધારણુની સાથે સાથે રીઝર્વ બેંકના સ્થાપના અને કાર્યને પણુ અમલી બનાવવામા આવે અને તેને રાજકીય લાગવગ અને વાતાવરણુથી મુકત રાખવામાં આવે.

અંતે આ પ્રયત્નના પરિણામરૂપ રીઝર્વ બેંકની સ્થાપના થઇ અને બેંકના એક ડાયરેકટર તરીકે સર પુરૂષોત્તમદાસ નિમાયા. અને આ વખતે જેમણે જોયું છે તેઓને સારી રીતે યાદ હશે કે રીઝર્વ બેંકના શેરો લેવા માટે કેવી પડાપડી થતી હતી ને સવારથી સાંજ સુધી ઇમ્પીયલ બેંક આગળ કેવી કતારો જામતી હતી?

આમ વર્ષો પહેલાં સર પુરૂષોત્તમદાસે વેરેલા વિચાર બીજમાંથી આર્થિક સ્વાતંત્ર્યની સિદ્ધિની દિશામાં નક્કર

કદમની શરૂઆત થઇ, પણ હજુ આ દિશામાં ઘણું કરવાનું બાકી હતું.

રીઝર્વ બેંકના પહેલા ગવર્નર તરીકે ઓસ્બર્ન સ્મીથ નિમાયા અને ત્યારે સર પુરૂષોતમદાસે બે ડેપ્યુટી ગવર્નરો તરીકે હિંદીઓની નીમંવાની ભલામણ કરતાં સ્મીથને મને કમને તે સ્વીકારવી પડી, પરંતુ તેણે તેમાં સર સિકંદર હયાતખાનનું નામ ઘૂસાડી દીધું.

સ્મીથના આ પગલાં સામે સર પુરૂષોતમદાસે મર્જણુંત વાંધો લીધો અને પછી ડેપ્યુટી ગવર્નરની જગ્યા ખાલી પડી ત્યારે બે ડેપ્યુટી ગવરનરો હિંદીઓ નિમાયા અને તેમાં હાલના ભારત સરકારના નાણાપ્રધાન શ્રી. સી. ડી. દેશમુખ એક હતા.

ત્યારબાદ રીઝર્વ બેંકના ગવર્નર તરીકે જેમ્સ ટેલર આવ્યા ને તેમની જગ્યા ખાલી પડતાં સર પુરૂષોતમદાસે શ્રી. દેશમુખને ગવર્નર તરીકે નિમવાની ભલામણ કરી. અંગ્રેજ સરકારને માટે આ ભલામણ મોટા આંચકા સમાન હતી; કારણ કે પોતાના હાથમાંથી આર્થિક અને નાણાકીય કાબુ સરી જાય એ રીતે કોઇ હિંદીને સરકાર એવી તક આપવા નહોતી માગતી અને એ વખતના વાયસરોય લૉર્ડ લીનલીથગો મી. લેમન નામના એક અંગ્રેજને એ સ્થાને મુકવા માંગતા હતા.

સર પુરૂષોતમદાસે આ સામે વાંધો ઉઠાવ્યો ને જણાવ્યું કે "આ જગ્યા માટે શ્રી દેશમુખ પુરા લાયક છે એટલે શ્રી દેશમુખને શા માટે ગવર્નર તરીકે ન નીમવાં તેના

કારણો આપો" સાથે સાથે એ પણ જણાવી દીધું કે 'આમ છતાં જો સરકાર શ્રી. લેમનને જ નીમશે તો અમો શેર હોલ્ડરો તે સામે રીતસરનો વિરોધ ઉઠાવી અવિશ્વાસની દરખાસ્ત લાવશું."

પરંતુ એ સામે વાયસરોય લૉર્ડ લીનલીથગોએ માથું ધુણાવ્યું. અંતે કલકતા ખાતે શેર હોલ્ડરોની સભા મળી ને તેણે શ્રી. સી. ડી. દેશમુખને ગવર્નર તરીકે નીમવા ઠરાવ કર્યો અને સરકારને આખરે શ્રી સી. ડી. દેશમુખને ગવર્નર તરીકે નીમવા ભલામણ કરવી પડી.

આમ રીઝર્વ બેંકના પહેલા હિંદી ગવર્નર તરીકે શ્રી દેશમુખ નિમાયા ને રીઝર્વ બેંકમાંથી અંગ્રેજોને કાયમની વિદાય મળી ગઇ. પરિણામે આજે રીઝર્વ બેંકમાં કોઇ અંગ્રેજ નોકરીમાં નથી

પરંતુ આ સૌમાં સર પુરૂષોતમદાસની મહાન સિદ્ધિ-રૂપ કામગીરી તો ગોલ્ડ રીઝર્વની છે. વાસ્તવમાં હિંદનું ગોલ્ડ રીઝર્વ એમનાજ પ્રયાસોને આભારી છે, નહિં તો અત્યારના સમયમાં આજે છે તેટલું ગોલ્ડ અનામત રહેત કે કેમ એ પ્રશ્ન છે।

તે વખતની સબકમીટીઓમાં બીજા સભ્યોમાં દેશી રાજ્યોના દિવાનોનો પણ સમાવેશ થતો હતો; તેઓ આજે પણ સર પુરૂષોતમદાસની આ કુનેહ અને અગમબુદ્ધિ માટે ધન્યવાદ આપે છે.

પણ સર પુરૂષો-તમદાસ માટે આટલું પુરતું નહોતું; તેઓ ગાંધીજીની પેઠે અંગ્રેજોને સારી રીતે જાણતા હતા. અને એટલેજ યુધ્ધ દરમ્યાન ૧૯૪૩ માં બ્રિટીશ સરકાર સોનાની આ અનામત ઉઠાવી જવાનો ભય ઉભો થયો ત્યારે બેંકના એક ડીરેકટર તરીકે દેશનું સોનું સહીસલામત છે ને બ્રિટીશ સરકાર એ લઇ નથી ગઇ એની ખાત્રી કરવા માટે સર પુરૂષો-તમદાસે અંગ્રેજ સરકાર સામે અંદરથી લડત ચાલુ રાખી હતી અને આખરે સરકાર પાસેથી જોઇતી ખાત્રી મેળવીનેજ તેઓ જંપ્યા હતા.

આ અંદરનો ઇતિહાસ જેઓ જાણે છે તેમનેજ એ વિષેનો સાચો ખ્યાલ છે કે એ વખતના સંયોગોમાં જ્યારે એક બાજુ બ્રિ. સરકાર યુધ્ધ પ્રમત્ત હતી ને બીજી બાજુ 'હિંદ છોડો'ની દેશ વ્યાપી ક્રાંતિની આગમાં આ સેવા કેટલી કિંમતી, મહાન અને સાથે સાથે જોખમરૂપ હતી?

આમ સર પુરૂષો-તમદાસે આર્થિક અને નાણાંકીય ક્ષેત્રમાં દેશની જે સેવા બજાવી છે એ નતો ભૂતકાળમાં કોઇએ બજાવી છે અને ભવિષ્યમાં પણ કોઇ એવી સેવા બજાવી શકશે કે કેમ, એ એક પ્રશ્નનજ રહે છે!

## સામાજીક સેવા ક્ષેત્રે

મહાભારતમા વ્યાપક અને સનાતન અર્થશાસ્ત્રના સ્વરૂપનું એક મહાન નિયમ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે કે-

दरिद्रान मर कौन्तेय,
मा प्रयच्छेश्वरे धनम्

એટલે કે જે માહેશ્વર છે, શ્રીમાન છે, એને દાન ન કરીશ; પરંતુ જે દરિદ્રી છે તેની જરૂરિયાત પૂરી કર. શ્રીમંતોને આપવાની જરૂર નથી. ગરીબોના પેટનો ખાડો પુરવાનો છે, તેમને આપો, એજ સનાતન સત્ય છે.

સર પુરૂષોતમદાસે એમના જીવનમાં આ સનાતન સત્યનું પાલન કર્યું છે પણ તે જુદી રીતે; એમણે તારવેલા જીવન સિધ્ધાંત અનુસાર અને એક સાચા વ્યાપારીની અદાથી.

વાસ્તવમાં રાષ્ટ્રિય જીવનનું એક પણ ક્ષેત્ર એવું નથી જ્યાં સર પુરૂષોત્તમદાને સેવા આપી ન હોય.

१९१९ના દુષ્કાળમાં દુષ્કાળ રાહતફંડના મંત્રી અને ખજાનચી તરીકે એમણે મુંબઇની ગરીબ જનતાની જે સેવા બજાવી છે તે જાણીતી છે; એટલુંજ નહિં ૧૯૨૮-૨૯ માં ગુજરાતભરમાં દુષ્કાળની મહામારી ફેલાતાં તેમણે ગુજરાત દુષ્કાળ રાહત ફંડના પ્રમુખ તરીકે આપેલો ફાળો હંમેશા અમૂલ્ય જ રહયો છે અને રહેશે.

પણ એ સૌમાં અત્યંત કિંમતી ગણાય એવો ફાળો તો તેમણે સુરત જીલ્લામાં ૧૨૫ જેટલાં શાળાના મકાનો બંધાવીને આપ્યો છે કે જે દ્વારા ગરીબ અને પછાત ખારવા જાતિના છોકરા છોકરીઓ જ્ઞાનનો પ્રકાશ મેળવે છે.

આ ઉપરાંત સુરત જીલ્લાની ૪૦૦ જેટલી લાયબ્રેરીઓમાં અને ૨૧ જેટલી વ્યાયામ શાળાઓમાં સર પુરૂષોત્તમદાસે ફાળો આપ્યો છે. તેમજ પંચમહાલમાં પ્રાથમીક શિક્ષણ માટે ૧૫ જેટલાં મકાનો અને ડાકોરમાં હાઇસ્કુલ માટે બે મકાનો ઉપરાંત ભાવનગર ખાતે વિદ્યાર્થી છાત્રાલયમાં પણ તેમણે ફાળો આપ્યો છે અને સુરતમાં કેળાપીઠમાં આવેલું તેમનુ 'ઠાકોર બાગ' નામનુ મકાન તેમણે પ્રસુતિ ગૃહ માટે ચિંદુ ચેરીટી ફંડને આપી સુરતના સ્ત્રી સમાજની બહુમુલ્ય સેવા કરી છે; એટલુંજ નહિં વનિતા વિશ્રામના પ્રમુખ તરીકે તેમણે સ્ત્રી સમાજની ઉન્નતિ માટે ઘણું કાર્ય કર્યું છે.

આ ઉપરાંત સર પુરૂષોત્તમદાસે અનેક હોસ્પીટલોમાં ઉદારતાથી મદદ કરી છે ને કરાવી છે. તેમજ એકમી

ટ્રીટમેન્ટ કલીનીકમાં તેમણે ટી. બી માટે ૮૦ હજારની સખાવત કરી છે; એટલુંજ નહિં બારીએ એન્ટીટયુબરક્યુલોસીસ એસોસીએશનના ઉપપ્રમુખ તરીકે વર્ષોથી ક્ષય નિવારણના રાષ્ટ્રિય કાર્યમાં ફાળો આપ્યો છે; તેમજ ગૌરક્ષક મંડળના સભાસદ તરીકે ગોસેવાની દિશામાં પણ શકય સહાય અને સેવા આપી છે.

સવિશેષ ગૌરવનીય હકીકત એ છે કે તેમણે રામાયણના અંગ્રેજી ભાષાંતર માટે એક ઈનામી યોજના તૈયારી કરી છે ને આ અને એવી બીજી અનેક રીતે તેમણે સાહિત્ય અને કળાના ક્ષેત્રમાં ફાળો આપી પોતાની સાહિત્ય અને કળાપ્રિયતાની પ્રતીતિ કરાવી આપી છે કે જે માટે ૧૯૪૪ માં તેમને લખનૌ યુનિવર્સીટીએ ડોકટર ઓફ લીટરેચરની ઉપાધિ આપી હતી.

આમ સર પુરૂષોત્તમદાસે વ્યાપાર કર્યો, લક્ષ્મી મેળવી, લક્ષ્મીનો સદ્વ્યય કર્યો. પોતે દાન કર્યું ને બીજાની પાસે લાખોનું દાન કરાવ્યું. એ સર્વમાં એમના વિશિષ્ટ વ્યકિતત્વના જોનારને દર્શન થયા વિના રહેતાં નથી.

વતનની વહારે

માત્ર મુંબઇજ નહિં; દેશવ્યાપી વિશાળ પ્રવૃત્તિઓ, ભારે જવાબદારીઓ ને રોકાણો છતાં સર પુરૂષો-તમદાસ પોતાના વતન સુરતને ભૂલ્યા નથી. એટલુંજ નહિ સુરતના ભારત ગૌરવસમા ઐતિહાસિક જરી ઉદ્યોગની પુનઃખીલવણી તેમજ યુદ્ધકાળમાં આ ઉદ્યોગ પર આવેલી જીવલેણ આફત-માંથી આ ઉદ્યોગને બચાવી લેવામાં તેમણે આપેલો ફાળો સુરતના આવતી કાલના ઇતિહાસમાં અજોડ અને અદ્વિતિય રહેશે.

જે એક વખત માતબર ઉદ્યોગ ગણાતો હતો ને સુરતની જાહોજલાલીના જેના ઉપર મંડાણ થયા હતા એ પ્રખ્યાત જરી ઉદ્યોગ પર ૧૯ મી સદીમાં મૃત્યુની કાળી છાયા ઉતરી પડી, કારણ કે આ સદીની શરૂઆતમાં પરદેશી બનાવટે આ ઉદ્યોગ સામે હરિફાઇ કરી. પરદેશી માલના ખાસ કરીને ફ્રાંસના માલના ઢગલા બન્દરમાં ખડકાયા ને રક્ષણના અભાવે આ ઐતિહાસિક ઉદ્યોગ પડી ભાંગ્યો.

પરંતુ ૧૯૧૧ માં રા. બ. શાસ્ત્રી સાથે સર પુરૂષોત્તમ દાસે આ પ્રશ્ન હાથમાં લીધો ને તેમના પ્રયત્નથી આ ઉદ્યોગ ફરી સજીવન થયો ને કરોડો રૂપિયાનો જરીનો વિદેશી માલ આવતો બંધ થયો.

ફરી ૧૯૨૪ માં આ ઉદ્યોગ સમક્ષ ચાંદીની જકાતનો પ્રશ્ન ઉભો થતાં સર પુરૂષોત્તમદાસે આ પ્રશ્ન મધ્યસ્થ ધારાસભામાં ઉપાડયો ને તેમાં સફળતા મેળવી, પરંતુ આ ઉદ્યોગ માટે એટલું પૂરતું નહોતું. આથી સર પુરૂષોત્તમદાસે ૧૯૩૧ માં ટેરીફ બોર્ડ સમક્ષ આ આખો પ્રશ્ન રજુ કર્યો, પરિણામે પરદેશી માલ ઉપર જકાત નંખાઈ. આમ આ ઉદ્યોગને રક્ષણ મળતાં પુનઃ આ ઉદ્યોગ ધીકતો બન્યો.

પરંતુ ૧૯૪૦ માં યુધ્ધકાળમાં આ ઉદ્યોગ પર પુનઃ આફત ઉતરી. કારણ કે યુધ્ધના કારણે કાચા માલના ભાવો આસમાને ગયા હતા ને રેશમ લગભગ અદશ્ય થયું હતું; આજ અરસામાં કાપડ અંકુશ આવતાં આ ઉદ્યોગનું ગળું રૂંધાઈ ગયું. આથી સુરત ચેમ્બર્સ ઓફ કોમર્સ અને વિવીંગ એસોસીએશન તરફથી શ્રી પોપાવાળા અને રા. બ. શાસ્ત્રી સર પુરૂષોત્તમદાસને મળ્યા ને સર પુરૂષોત્તમદાસની કુનેહભરી દોરવણી અને છ માસની લડત બાદ આ ઉદ્યોગ પરની અંકુશની આફત ટાળી શકાઇ; ૨૫ પાવરશાળો સુધીના કારખાનાને અંકુશમાંથી મૂક્તિ મળી ને ૮૦ ટકા ઉદ્યોગને આનો લાભ મળ્યો.

અને આ આફતમાંથી હજુ આ ઉદ્યોગે પૂરો મુક્તિનો શ્વાસ લીધો ન લીધો ત્યાં તો ૧૯૪૩ માં સરકારે તાંબા ઉપર

અંકુશ મૂકતાં ફરી આ ઉદ્યોગ સમક્ષ જીવનમરણની આંધી ઊભી થઇ. કારણ કે તાંબા વગર આ ઉદ્યોગ ચાલી જ ન શકે અને તાંબુ યુધ્ધમાં એટલું ઉપયોગી હતું કે સરકાર એ સંબંધમાં કોઇનું સાંભળે કે તેને મુકત કરે એવી કોઇ જ શકયતા નહોતી.

આમ આખો ઉદ્યોગ પડી ભાંગવાની સ્થિતિએ પહોંચ્યો, ચાર હજાર શાળો અને આ ઉદ્યોગ પાછળ નભતા ૨૫ હજાર માનવીઓ માટે જીવન મરણનો ગંભીર પ્રશ્ન ઊભો થયો.

સર પુરૂષોતમદાસને આ સ્થિતિનો ખ્યાલ આવતાં તરત જ તેમણે આ પ્રશ્ન હાથમાં લીધો.

કોઇએ કહ્યું 'તમે શી વાત કરો છો? લડાઇના વખતમાં સરકાર તાંબુ છોડે ?'

સાંભળીને સર પુરૂષોતમદાસ તરત જ બોલી ઊઠયા "આવા વખતમાં તાંબુ ન મળે એવી વાત તો રાંડીરાંડ પણ કરી શકે, એમાં શી નવી વાત છે ?"

પેલા ભાઇ શું બોલે? કાપો તો લોહી ન નીકળે એવી તેમની સ્થિતિ થઇ, પણ એમાં એમનોય શો દોષ ? કારણ કે ગુલામીના એ કાળમાં પોણીસદીથી લગભગ એવી સામાન્ય ન્યતા બંધાઇ ગઇ હતી કે સરકારે એકવાર કરેલો નિશ્ચય ફરતો નથી.

પણ સર પુરૂષોતમદાસ તો જુદી માટીના માનવી હતા; તેઓ માનતા હતા ને માને છે , કે આવી માન્યતા સાવ ખોટી છે. જો આપણી લડત ખરી હોય, એમાં સ્વાર્થ ન

હોય ને લોકહીતની જ વાત હોય તો આ સરકાર તો શું ગમે તેવી મોટી સરકારને પણ પલટાવી શકાય.

અને આ વાત સાચી હતી. કારણ કે ૧૯૨૪ માં જ્યારે તેમણે મધ્યસ્થ ધારાસભામાં આ જરી ઉદ્યોગ માટે ચાંદીનો પ્રશ્ન ઉપાડયો ત્યારે એ વખતના હિંદી સરકારના નાણા પ્રધાન સર બેસીલ બ્લેકેટ બોલી ઊઠયા 'તમને જરીના ધંધામાં કંઇક સ્વાર્થ લાગે છે, નહિ તો તે સિવાય તમે આટલી હદે વાત ન કરો.'

પણ તરતજ સર પુરૂષોતમદાસે દઢતાથી જવાબ આપ્યો 'ના, બીલકુલ નહિ. સુરત મારી જન્મભૂમિ છે અને જન્મ ભૂમિ માટે કંઇ કરવું એ મારી ફરજ છે.'

સર બ્લેકેટના મનમાં તોય કંઇક શંકા રહી ગઇ, પણ અંતે જ્યારે એમણે જાણ્યું કે સાચેજ સુરત સર પુરૂષોત્તમદાસની જન્મભૂમિ છે ને આ વાતમાં તેમનો કશોય અંગત સ્વાર્થ નથી; ત્યારે તેમને પોતાનો નિશ્ચય ફેરવવો પડયો.

આ રીતે સર પુરૂષોત્તમદાસે તાંબાનો પ્રશ્ન ઉપાડયો તેઓ અંકુશ ખાતાના સર્વોપરી અધિકારીઓને મળ્યા, પણ પરિણામ શુન્ય! આખરે તેઓએ કલકત્તા ખાતે સર ગથરી રમમ આગળ આ આખો પ્રશ્ન રજુ કર્યો ને કુનેહ પૂર્વકની લાંબી લડત બાદ તેમાં સફળતા મેળવી.

પરિણામે સુરતનો એ ઐતિહાસિક જરી ઉદ્યોગ પડી ભાગતો અટકયો. ૪૦૦ શાળો અને ૨૫ હજાર માનવીઓને જીવતદાન મળ્યું. આ ઇતિહાસ, આ ઋણ શું સુરત કદી ભૂલી શકે?

## લાયકની લાયક કદર

સર પુરૂષોત્તમદાસની આ વિશાળ પ્રવૃત્તિઓ અને કાર્ય સિદ્ધિના મુળમાં આર્ય સંસ્કૃતિનું ઓજસ અને કર્મની ભાવના છે ને આ વિશાળ પ્રવૃત્તિઓ અને કાર્ય સિદ્ધિ બદલ તેમને જે માન મળ્યું છે એ ભવ્ય અને વાસ્તવમાં લાયકની લાયક કદર સમાન છે.

ઇ. સ. ૧૯૧૨ માં તેમને સરકાર તરફથી દુષ્કાળમાં તેમણે બજાવેલી સેવાની કદર તરીકે 'કૈસરે–ઇ–હિંદ'નો ચંદ્રક મળ્યા પછી ૧૯૧૮–૧૯ માં તેમને સી. આઇ. ઇ. ની માનદ્ ઉપાધિ મળી. ને ૧૯૨૪ માં બહુજ ઓછા માણસોને મળે એવું 'નાઇટ'નું માન આપ્યા પછી ફરી ૧૯૪૪ માં તેમને કે. બી. ઇ. નો ઇલ્કાબ મળ્યો.

પણ એમાં સૌથી વિશેષ માન તો સર પુરૂષો-ત્તમદાસને ૧૯૪૪ માં બનારસ યુનિવરસીટી તરફથી 'ડોકટર ઓફ લીટરેચર'નું મળ્યું અને ત્યારેજ સૌએ જાણ્યું કે સર

જ તેનું સદ્ભાગ્ય છે કારણુ કે જે સબળ સ્થાન આ વેપાર ભોગવે છે તે મુખ્યત્વે તેમના પ્રયાસોને આભારી છે."

એટલુંજ નહિ આ પ્રસંગ પરત્વે 'લાયકને લાયક માન'ના મથાળા હેઠળ પોતાના તંત્રી લેખમાં 'મુંબઈ સમાચાર'ના બહુશ્રુત વિદ્વાન તંત્રીએ લખ્યું હતું:-

"આપણા જાણીતા અને સુપ્રસિદ્ધ નાગરીક, શાહ સોદાગર અને ઉદ્યોગપતિ સર પુ. પોતમદાસ ઠાકોરદાસની પ્રતિમા મુંબઈમાં શિવરીના રૂ બજારમાં રૂના વ્યાપારીઓએ મુંબઈના વડા પ્રધાન શ્રી મોરારજી દેશાઈને હસ્તે ખુલ્લી મુકાવી લાયકને લાયક માન આપ્યું છે. એટલું જ નહિ પણ લાયકની લાયક કદર કરવાની પોતાનામાં શકિત રહેલી છે એનો સાક્ષાત અને જીવતો જાગતો પુરાવો પૂરો પાડયો છે. સર પુરૂષોતમદાસે મુંબઈના રૂ બજાર અને રૂના ઉદ્યોગમા નામના મેળવી છે, એટલુંજ નહિ પણ હુંન્નર ઉદ્યોગના અને રાજયદ્વારી ક્ષેત્રમાં પણ સેવા બજાવી હોઈ પ્રજાસેવક બનવા ઈચ્છતા હોય તેમને એમના જીવનમાંથી ઘણું શીખવાનું મળે છે.'

આ પછી ૧૯૫૪ ના મેની ૧૪ મીએ ઈસ્ટ ઈન્ડીયા કોટન એસોસીએશને, એસોસીએશનની, રૂના વેપારની અને સામાન્યપણે દેશની લાંબી, ભવ્ય અને સતત સેવાઓ લક્ષમાં લઇને સર પુરૂષોતમદાસને એસોસીએશનના માનદ આજીવન સભ્યની પદવી આપી લાયકની લાયક કદર કરી.

## તારણહાર આવ્યો

કોઈક ફિલસુફે ગાયું છે કે 'પ્રભુ, તું મારે દ્વારે આવ્યો, મેં તને કંઈ ન આપ્યું પણ તેં તો મને ઘણું ઘણું આપ્યું.'

એમ સર પુરૂષોતમદાસે આપણને ઘણું ઘણું આપ્યું છે. આમ છતાં આપણે એમને કશું જ નથી આપ્યું, આપી પણ શું શકીએ ?

પરંતુ સુરતના મૃત્યુમુખે પડેલા જરી ઉદ્યોગને જીવાડયાના કરેલા ઉપકાર પછી સર પુરૂષોતમદાસ ૧૯૪૪ના ફેબ્રુઆરીમાં જ્યારે પોતાના આ વતનમાં ગયા ત્યારે સુરતની એ પ્રજાએ તારણહાર આવ્યો હોય એવી ધન્યતા અનુભવી ને એટલી જ ભવ્યતા અને ઉમળકાથી સમગ્ર સુરતે તેમનું સન્માન કર્યું.

૧૯૪૪ ના ફેબ્રુઆરીની ૨૬ મી તારીખનો એ દિવસ હતો. સર પુરૂષોતમદાસને સન્માનવા માટે સુરતે ભવ્ય સન્માન સમારંભ યોજ્યો હતો, પણ સર પુરૂષોતમદાસનું મન તો એ સમારંભ કરતાં જરી ઉદ્યોગમાં પડેલાં ગરીબ કારીગરોના કુટુંબને અને તેમના ઘરોને નિહાળવા તરફ જ હતું અને સાથે જ સમારંભ પહેલાં તેઓ વણાટ ઉદ્યોગના ધામસમી સગરામપુરાની ગલીઓમાં દોડી ગયા.

અને સર પુરૂષોતમદાસ પોતાનું આગવું ગામ જોવા પધારે છે એ વાતની આ કારીગરોને ખબર પડતાં તેમણે બે ત્રણ કલાકમાંજ પોતનો આ લતો વાળીઝૂડીને સાફ કર્યો ઠેર ઠેર તોરણો અને સુત્રોથી તેમણે આ નાનકડી ગલીઓને શણગારી, સ્ત્રી-પુરૂષો ને બાળકો-પ્રત્યેકના હૈયામાં હર્ષ ઉભરાતો હતો, ઘર ઘરને ઓટલે લોકો પુષ્પહાર લઈને પોતાને આંગણે જાણે કોઈ દેવ આવવાનો હોય એટલી આતુરતાથી સર પુરૂષોતમદાસની આવવાની રાહ જોતા ઉભા

કારણ કે તેઓ જાણતા હતા કે સર પુરૂષોતમદાસના પ્રતાપે તેઓ જીવ્યા છે, તેમનો ઉદ્યોગ જીવ્યો છે કાપડના અંકુશમાંથી મુક્તિ ન મળી હોત અને તાણું ન મળ્યું હોત તો આ માતબર ઉદ્યોગ મરી ગયો હોત ને તો તેમના નસીબે ભૂખમરો જ સર્જાત, તેમના આ કોટડા સ્મશાનના વેરાન બની ગયા હોત

અને એટલે જ સર પુરૂષોતમદાસની મોટર આવતા જ નાના મોટા સૌ તેમને ઘેરી વળ્યા વંદેમાતરમની તથા બીજી જયગર્જનાઓથી વાતાવરણ ગૂંજી ઊઠ્યું સ્ત્રી પુરૂષો અને બાળકોએ સર પુરૂષોતમદાસને પુષ્પથી વધાવ્યા, ફુલો અને પુષ્પ ગોટાઓનો જાણે વરસાદ વરસ્યો યુવાન વૃદ્ધ સ્ત્રી પુરૂષોએ તેમને વહાલભર્યા શબ્દોમાં અંતરના આશીર્વાદ આપ્યા 'તમે અમારી રોટી સલામત રાખી, પ્રભુ તમને સલામત રાખે' અને ત્યારે સર પુરૂષોતમને મનમાં થયું બાલ્યાવસ્થામાં મૃત્યુ પામેલી મારી માતા જાણે આજે ફરી અહીં જન્મ્યા છે ને કહી રહ્યા છે બેટા, તે મારી કૂખ કંઈક શોભાવી ખરી '

આમ સર પુરૂષોતમદાસ એ ગરીબ કારીગરો વચ્ચે ઘૂમ્યા ને સ્વજનનો મેળાપ થતાં ભાઇભાંડુઓ પોતાના દુઃખો રડે એમ તેમણે પોતાના દુઃખો અને મુશ્કેલીઓ મુક્ત મને વર્ણવ્યાં અને સર પુરૂષોતમદાસે એ બધાં વિતકો સાંભળી તેમને ઘટતું આશ્વાસન અને માર્ગદર્શન આપ્યું અને ત્યાંથી સીધા વખારીયાની વાડીમાં જ્યાં તેમને માનપત્ર આપવાનો સમારંભ યોજાયો હતો ત્યાં ગયા.

સુરત ચેમ્બર ઓફ કોમર્સ, વણાટ ઉદ્યોગ મંડળ અને ઇમીટેશન જરી મંડળ તરફથી તેમને કાસ્કેટમાં માનપત્રો એનાયત થયા, ત્યારે એ માનપત્રનો જવાબ આપતાં સર પુરૂષોતમદાસ બોલી ઉઠયા "જે લતાઓમાં આ કામો થાય છે ત્યાં જતાં જે નાના મોટા ગૃહસ્થોએ ફુલહારથી મારૂં સ્વાગત કર્યું તે જોઇને મારૂં હૈયું પીગળી ગયું. મારા ઉપર ફુલહારો અને ગોટાઓનો જાણે વરસાદ વરસ્યો. એ બધું જોઇને મારૂં દીલ ભરાઇ આવે છે. મને લાગે છે કે જાણે હું મારી માને ખોળે આવ્યો છું. જાણે મારી માતા મને છાતી સરસો ચાંપે છે." કહેતાં કહેતાં સાચેજ સર પુરૂષોતમદાસની આંખોમાં આંસુ આવી ગયા, એમનું ગળું રૂંધાઇ ગયું.

આમ સુરતે સર પુરૂષોતમદાસનું સાચા ઉમળકાથી, સાચા હૃદયથી, સાચું સન્માન કર્યું. અને એ સત્ય પુરવાર કર્યું કે આ દેશમાં એવા જ માનવીઓનાં પૂજન થયા છે જેમણે દીન દુઃખીની દાઝ દીલમાં રાખી દાન દીધાં છે, તપ કર્યાં છે ને ત્યાગ કર્યો છે.

## વિચાર અને વ્યક્તિત્વ

માનવ જીવનનો પાયો વિચાર અને વ્યક્તિત્વ પર રચાયો છે. એ બેના સમન્વયમાંથી આચાર જન્મે છે ને એમાંથી જ માનવ જીવન અને સંસ્કૃતિનું ઘડતર થાય છે. અને એટલે જ આપણા પુરાણકારોએ, નીતિશાસ્ત્રીઓએ અને ચિંતકોએ આચાર વિચાર અને વ્યક્તિત્વ પર હંમેશા ભાર મૂક્યો છે, જેવા આચાર તેવા વિચાર અને જેવા વિચાર તેવું વર્તન.

પણ આજે તો જગતમાં આથી ઉલટો ક્રમ ચાલી રહ્યો છે ને આપણે જોઈએ છીએ કે આજે જગતમાં મુખ્યત્વે વિચાર અને વર્તન વચ્ચે ભારે દ્વંદ્વ ચાલી રહ્યું છે પરિણામે માનવ જીવનનો, માનવ સંસ્કૃતિનો ભારે હ્રાસ થઈ રહ્યો છે.

આ વિચાર દ્વંદ્વ વચ્ચે કહેવાતા પ્રગતિશીલોની દૃષ્ટિએ સર પુરૂષોત્તમદાસ જુના વિચારના ભલે લાગતા હોય છતાં વાસ્તવમાં એમના વિચારમાં અર્થગાંભીર્ય, સચ્ચાઈ, વાસ્તવીકતા નિડરતા અને જે દુરંદેશીતા રહેલી છે એનો ભાગ્યે જ કોઈ ઈન્કાર કરી શકશે.

વર્ષોથી તેઓ કહેતા આવ્યા છે કે કેળવણી વગર, ઉદ્યોગ વગર, વ્યાપાર વગર ગુજરાતની જનતાનો ઉદ્ધાર નથી, દેશનો ઉદ્ધાર નથી. અને એટલું કહીને તેઓ માત્ર બેસી રહયા નથી, પણ આર્થિક, ઔદ્યોગીક અને વ્યાપારી ક્ષેત્રમાં ક્રાંતિકારક સિદ્ધિ પ્રાપ્ત કરી દેશને સક્રીય દોરવણી આપી દેશના નૂતન ભાવીના ઘડતરનો પાયો નાખ્યો છે અને કહે છેઃ

'The fullest exploitation of all our natural Resources of the freest exchange of these is the only basis for lasting world prosperity.'

અને આ દિશામાં તેમણે દેશના આર્થિક અને ઔદ્યોગીક વિકાસની યોજના તૈયાર કરી હતી જે મુંબઇ યોજના તરીકે– ઉદ્યોગપતિઓની યોજના તરીકે જાણીતી છે.

વ્યાપાર અને ઉદ્યોગ પરત્વે તેઓ પ્રમાણીકતા અને નીતિ પર હંમેશા ભાર મૂકે છે ને પોતાના વર્તનથી તેમણે ઉચ્ચ નીતિમત્તાનો પાયો નાખ્યો છે. કારણ કે તેઓ માને છે પ્રમાણીકતા લાંબે ગાળે લાભદાયી છે. વ્યાપારી કાર્યકિર્દી માટે આવી પ્રમાણીકતા સાથે સાફલ્ય, ઉદ્યોગ, રક્ષણ અને સાહસ એ ચાર મુળભૂત જરૂરિયાત છે.

એટલું જ નહિ તેઓ કહે છે જે વ્યાપારી પ્રવૃત્તિ ભુતકાળમાં યુદ્ધનું કારણ બની હોય તો આજે હવે એ સમય છે કે તે શાંતિનું સાધન બની શકે.

૧૯૩૬ માં લખનૌ યુનિવર્સિટીના ૧૫ માં કોન્વોકેશન પ્રસંગે તેમણે ઉચ્ચારેલા આ શબ્દો અને આ દિશામાં વિદ્યા-

ર્થીઓને આપેલી દોરવણી એ કાળમંજ નહિ, આજે પણ મનનીય અને વાસ્તવીક લાગે છે.

અને આર્થિક, દોગીક અને કેળવણીના વિષયમંજ નહિ પણ સામાજીક વિષયમાં પણ તેમના વિચારો એટલાજ પ્રેરક અને પ્રગતિશીલ છે. તેઓ માને છે કે જ્ઞાતિના આ બધા નાના નાના વાડાઓ નીકળી જવા જોઇએ, છોકરા છોકરીઓની યોગ્યતા પ્રમાણે સરખી ઉમરે સરખી આર્થિક સ્થિતિમાં મુકાયા બાદ લગ્ન થવા જોઇએ ને પરણતા જોડાની શરીર સંપત્તિ સારી હોવી જોઇએ અને અનુકુળ સ્વભાવ હોવો જોઇએ.

તેઓ સાંકડા રાષ્ટ્રવાદથી વિરૂધ્ધ છે ને છતાં રાજકારણમાં ભાગ્યેજ માથું મારે છે. આમ છતાં તેઓ કહે છે તેમ જ્યારે રાજકારણ અર્થકારણ પર હુમલો કરે છે ત્યારે જ તેઓ તેમાં રસ લે છે ને સર્વ સામાન્ય આર્થિક હિતનું કોઇપણ ભોગે રક્ષણ કરે છે. અને એટલે જ સર પુરૂષોતમદાસ રાષ્ટ્રની જે સેવાઓ બજાવી શકયા છે તેનું કારણ આપતાં વર્ષો પહેલાં એક અંગ્રેજી પત્રે લખ્યું હતું:

He is one of the very few leaders of India who have resisted the temptation and party politics and have consequently been able to do somthing for their country.'

અને સાચે જ તેઓ પોતાના આ વિચાર અને વ્યકિતત્વથી દેશને માટે કંઇક નહિ, પણ ઘણું કરી શકયા છે.

કારણ કે તેમના પ્રત્યેક વિચાર પાછળ અનુભવ,

હકીકત પ્રચુર ઊંડો અભ્યાસ, ચિંતન અને દેશહિત સાથે ભાવીની દૃષ્ટિ હોય છે.

અને જેટલા તેમના વિચારો ઉન્નત ને દૂરગામી છે એવું જ એમનું વર્તન નિર્મળ સ્ફટીક જેવું છે ને એટલુંજ એમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી છે.

આ વિચાર અને વ્યક્તિત્વથી તેમણે ભલભલાને નમાવ્યા છે. ભલભલા તેમની સલાહ લેવા દોડી જાય છે ને વખત આવ્યે સરકાર પણ તેમની સલાહ લે છે ને માન્ય રાખે છે. કારણ કે તેમનીસલાહ હંમેશા સાચી અને સપ્રમાણ હોય છે. અને એટલે જ ભારત સરકારે તેમને જ્યારે નાણાં પ્રધાન બનવા માટે વિનંતી કરી ત્યારે તેમણે શ્રી દેશમુખના નામની ભલામણ કરી, પોતાની રાજકારણથી દૂર રહીને દેશની સેવા કરવાના ધ્યેયની સચ્ચાઇ પુરવાર કરી આપી.

સર પુરૂષોતમદાસના આ વિચાર અને વ્યક્તિત્વે અંગ્રેજોને જ નહિ ગાંધીજી જેવા યુગપુરૂષને પણ આંજી નાખ્યા હતા. યુધ્ધ બાદ ૧૯૪૭–૪૮ માં અંકુશોની નાગચૂડમાં જ્યારે દેશ આખો ભીંસાઇ રહયો હતો ને સરકાર પૂરેપૂરી અંકુશોની તરફેણમાં હતી ત્યારે કોઇની પણ શેહમાં દબાયા વિના કે આંકડાની ઇંદ્રજાળમાં અટવાયા વિના સેન્ટ્રલ ફુડ ગ્રેઇન્સ પોલીસી સમિતિના પ્રમુખ તરીકે તેમણે પોતાના અહેવાલમાં એ અંકુશોની વિરુદ્ધ સ્પષ્ટ અભિપ્રાય આપ્યો ત્યારે ગાંધીજી પણ તેમની આ નિડર અને સ્પષ્ટ વિચારસરણીથી ઘડીક તો ચોંકી ઊઠયા હતા.

એટલે કે વાસ્તવમાં ગાંધીજીને સર પુરુષોતમદાસના

पूर्णात पूर्णम्

માનવી ભલે પોતાનો ભાગ્ય વિધાતા ન બની શકે; પણ સત્ય, શીલ, સદગુણ, સાહસ અને સેવાભાવના સમન્વયથી ચારિત્ર્ય વિધાતા તો જરુર બની શકે.

આવું ચારિત્ર્ય અને ચારિત્ર્યશીલ પ્રજાજનો કોઇ પણ રાષ્ટ્રની, માનવ માત્રની સંપતિ અને શકિત છે; જેનો હ્રાસ થતો નથી, નાશ થતો નથી.

પણ સર પુરુષોતમદાસ માટે કહી શકાય કે તેઓ માત્ર ચારિત્ર્ય વિધાતા જ નહિ પણ ભાગ્યવિધાતા પણ બની શકયા છે, ને લક્ષ્મી અને સરસ્વતિનો વિરલ મનાતો સંયોગ જ નહિ પણ લક્ષ્મી, સરસ્વતિ અને સદચારિત્ર્યનો દુર્લભ મનાતો સંયોગ તેઓ સુસાધ્ય કરી શકયા છે અને એટલે જ એમની સંપત્તિએ શોષણ જોયું નથી, એમના વૈભવે વિલાસ જાણ્યો નથી.

પરંતુ આદર્શ કર્મયોગીની જેમ શરીર, ઇન્દ્રિયો અને બુદ્ધિ એ બધા પાસેથી વધારેમાં વધારે કામ કેવી રીતે લઇ

શકાય એ તરફ જ એમનું ધ્યાન હંમેશા રહ્યું છે. એટલું જ નહિ ગાંધીજી કહેતા હતા કે જમણા હાથ પાસે આપણે જેમ કામ લઈ શકીએ છીએ તેમ ડાબા હાથ પાસેથી પણ કામ લેતા આવડવું જોઇએ એમ પ્રદાન પ્રચ્છન્નની રીતે તેઓ બંને હાથથી કામ લઇ શકયા છે અને એટલે જ બંને હાથે શસ્ત્ર ચલાવવાની કળા સિદ્ધ કરનાર આદર્શ કર્મયોગી અર્જુનને મહાભારતકારે જેમ સવ્યસાચીની પદવી આપી હતી એમ સર પુરુષોતમદાસ પણ આધુનીક સવ્યસાચી સમા છતાં એટલા માત્રથી એમના જીવનની યથાર્થ કલ્પના નથી થઈ શકતી.

પરંતુ નીતિના કાચમાંથી જોતાં ચારે પુરુષાર્થના બદલાયેલા રંગો કામની સુંદરતા, અર્થની ઉપયુકતતા, ધર્મની પવિત્રતા અને મોક્ષની સ્વતંત્રતા એ બધાનું એકત્ર રૂપ થઈનેજ જીવનની યથાર્થ કલ્પના થઇ શકે એમ સર પુરુષોતમદાસના જીવનમાં આ ચારે પુરુષાર્થનું એકત્રરૂપ જોવા મળે છે.

અને જેમ ધાન્યના ઢગલા પર બેઠેલો માનવી એ ઢગલાથી દૂર જતાં તેના અંગ પર ચોટ્યા ધાન્યના કણો ચીટકી રહે છે, એમ સર પી. ટી. ના સહવાસમાં જનાર માનવી પોતાની સાથે કંઇને કંઇ લઇ આવે છે.

!- - સર પુરુષોતમદાસમાં જેમ વ્યાપારી કુનેહ, આવડત અને દુરંદેશીતા છે એમ સત્યપ્રિયતા, ન્યાય, પ્રમાણીકતા, નિડરતા

છે ને દરેક કાર્યનો યશ શ્રી હરિને સમર્પણ કરવાની વૃતિ છે

કારણ કે તેઓ ગીતામાં માને છે. યોગેશ્વર કૃષ્ણનાં ઉપદેશમાં માને છે અને તેથી જ તો તેઓ કહે છે 'કર્મ કર્યે જાઓ, ફળની આશા પ્રભુના હાથમાં છે.'

આમ 'મા ફલેષુ કદાચન' ફળની આશા વગર તેઓ કર્તવ્ય બજાવ્યે ગયા છે ને પરદેશમાં ખબ ફરેલાં છતાં અને દેશ તેમ જ વિદેશમાં અનેક વિદેશી વ્યકિતઓના ગાઢ પરિચયમાં આવ્યા છતાં તેમણે એક ધાર્મિક હિંદુ તરીકેનું વ્યકિતત્વ ગુમાવ્યું નથી; એટલું જ નહિ તેઓશ્રી રણછોડ-રાયના અનન્ય ભકત હોઇ ઘરમાં સેવા કાયમ રાખે છે.

આ ધર્મ પરાયણતા અને કર્તવ્ય શકિતથી જ સર પુરૂષોતમદાસ સૌના સન્માનનીય બન્યા છે, યશનામી બન્યા છે, સહુ કોઈના બન્યા છે.

કારણ કે કર્તવ્ય એ હૃદય ભાવનાજ નથી. જીવન જ્યોત છે. એ જ્યોત ઝાંખી પણ જલતી રહે ત્યાં સુધી ઘોર નિરાશા અને અંધકારમાં એક દિવસ આશાના સોનેરી કિરણો ઝળહળી ઉઠવાના. એમ સર પુરૂષોતમદાસની કર્તવ્ય ભાવનાની હંમેશા ઝળહળતી જ્યોતે તેમને પ્રકાશવંતા બનાવ્યા છે અને પોતાના એ પ્રકાશથી સૌનો માર્ગ અજવાળી રહ્યા છે, પૂર્વ અને પશ્ચીમ વચ્ચેની સાંકળ બનીને આપણી શ્રદ્ધા, અને સંસ્કૃતિને બળવત્તર બનાવી રહયા છે.

આમ સર પુરૂષોતમદાસ તેમના નામ પ્રમાણે પુરૂષ ઉત્તમ બની શકયા છે. ને શ્રુતિ વચન પ્રમાણે તેમના જીવનમાંથી પૂર્ણાત પૂર્ણનો રવ ઉઠે છે અને અપૂર્ણમાંથી પૂર્ણના નૈસર્ગીક વિકાસના નિયમનો આપણને ખ્યાલ આપી આપણને અપૂર્ણમાંથી પૂર્ણ થવા તરફ પ્રેરે છે.

અને અંતમાં એમનો જીવન સંદેશ આપણી સમક્ષ ગુંજી ઉઠે છે 'કર્મને જ અધિકાર માની જીવનભર કાર્યરત રહો ! કાર્ય એક ચેતનતત્વ છે અને સતત ચેતના એ સૃષ્ટિનો નિયમ છે.